
सुंदर स्त्री विलास मनहर
गरबावळी.
कींमत रु. ०-८-०

२२१५

# सुंदर स्त्री विलास मनहर गरबावळी.

સુધારા તથા વધારા સાથે

સંગ્રહ કરી છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર. ઠક્કર. રણછોડલાલ મોતીરામ

વડોદરાના.

આવૃતી બીજી.

દોહરો.

રણછોડ જન રસિકને, માટે મોહ મનાય;
કોડે સંગ્રહ આ કર્યો, આનંદ ઉર ઉભરાય. ૧

अमदावाद.

આસ્ટોડિયા ચકલે--"આર્યોદય પ્રેસ"માં છાપી.
સંવત્ ૧૯૪૦. — સને ૧૮૮૪.
કીમત આઠ આના.

# શુચના.

સરવે શોખીલા સજનોને સૂચના કરવામાં આવે છે કે આ ગરબાવળીની પ્રથમ આવૃતી અમોએ છપાવી હતી તે. ખપી જવાથી આ બીજી આવૃતી છપાવી બાહાર પાડીછે.

પ્રથમ કરતાં હાલની આવૃતીમાં ઘણાક ગરબા ગ-રબીયો નવીન દાખલ કરાં છે. તે ઘણાં રસીક અને મન રંજન કરે એવાં છે તે વાંચવાથી અનુભવ થશે.

આ પુસ્તકમાં કોઈ જગોએ ભુલચુક થઇ હોયતો વાંચનાર સાહેબો દરગુજર કરશો એવી આશા છે.

તા૦ ૧૫-૯-૮૪

મુ. વડોદરામાં રાવપુરામાં નવાબ સાહેબની હવેલી નીચે.

પ્રસિદ્ધ કર્ત્તા.
ઠક્કર. રણછોડલાલ મોતીરામ સહી.



# अनुक्रमणीका.

૨૨૧૬

# સુંદર સ્ત્રી વિલાસ મનહર

## ગરબાવળી.

મહીના. તિથીયો, વાર, ગરબા. ગરબીઓ
દાણલીલા, રાસ લીલા, સાખીઓ વિગેરે.

### શ્રી નાથજીના મહીના.

કારતક માસેરે કાહાંનજી. મુકી ચાલ્યા પરદેશ;
હુધુ નારીરે નાંધડી, જોબન બાળેરે વેશ,
ગોકુળ આવો શ્રી નાથજી.
માર્ગસર માસેરે માવજી, વશોએ શાંમીરે તેડ,
પિંજર લાગ્યાંરે જુરવા, આંખે આંસુડાંની રેલ; ગો૦ ૨
પોશે શોશેરે દેહરી, તોય સ્નેહ ન વીશરાય,
આડો હેમાળો ઊલટો, તેથી કંપેરે કાય. ગો૦ ૩
માહા માસેરે શેજડી. બીજી વેરણ રાત,
પીઉજી મારારે ઘેર નહીં, કેમ જાય દીવસ મહારાજ. ગો૦ ૪
ફાગણ ફુલ્યોરે ફુલડે, ફુલ્યાં કેશર કેરાં ઝાડ;
તેનાં છંટાવું છાંટણાં, ઊડે અબીલ ગુલાલ. ગો૦ ૫
ચૈતરે ચંપોરે મોરીઓ મોરી અરાડે ભાર;
માલણ લાવેરે મોગરો, કાચી કળીયોનો હાર. ગો૦ ૬
વૈશાખેરે વન વેડીયાં, વેડી આંબલીયાની શાખ;
રશ ઘોળાવુંરે વાટકી, જમીએ કોની સંગાથ. ગો૦ ૭
જેઠે જાણ્યુંરે આવશે, ના આવ્યા સ્યામ શરીર;

બપઈયોરે પીઉપીઉ કરે, મારે હૈએ નવ રહે ધીર. ગો૦ ૮
અશાડેરે ધન ઉલટયો, માથે ચડયોરે ધન ઘોર;
વીજલડીરે ચમકા કરે. બોલે મધુરાશા મોર. ગો૦ ૯
શાવણ વરસ્યોરે શરવડે, નદીએ નીર અપાર;
કોઆલડીરે ટઉકા કરે, બેસી આંબલીયાની ડાળ. ગો૦ ૧૦
ભાદરવોરે ભલે ગાજીઓ. વરશે મુશળધાર;
પીઊજી મારા મધુપુરમાં, શાલે શોકલડી અપાર. ગો૦ ૧૧
આશોમાસે દીવાલડી, આવ્યા શામ શરીર;
થાળ ભરૂરે મોતીડે, વધાવું શુભદ્રાના વિર. ગો૦ ૧૨
બારે માસ પુરા થયા, કેહેછે કવિરે કરજોડ;
ગાય તેનારે પુરજો, કોડ શ્રીરે રણછોડ. ગો. ૧૩

---

## ગોપીઓની સ્તુનીના મહીના.

કારતકે કાજળને તજ્યું એ રાગ.

કારતકે કોટી કલ્પના કરીએ, ગોકુળીઆમાં ઘેલાં થઇ ફરીએ
સુખ દુઃખ સર્વે સહી રહીએ, ઓધવ મારી સ્તુતિ કહેજો;
દુખરે મારૂ દિલ મધે લેજો. ઓ. ધ૦ ૧
માગશરે મેણાં લીધાં માથે, જીવણજીએ વચન આપ્યાં હાથે;
કે રજની રમીસુ તમારી શાથે, ઓધવ મારી સ્તુતી કહેજો. ૨
પોશેતો ધીરજ ક્યમ ધરીએ, કાહોતો વાલા વિખડાં ખાઇમરીએ;
જીવણવિના જીવીને શું કરીએ, ઓધવ મારી સ્તુતિ કહેજો, ૩
માહેતો મિત્રા તોડી મારી, વાલે મારે કુબજા કરી નારી;
આશું કીધું મોહન મોરારી, ઓધવ મારી સ્તુતિ૦ ૪
ફાગણે ફીકર કરૂ મનમાં, રાત દિવસ તાપ તપે તનમાં;

વખુટી જેમ હરણી ફરે વનમાં, ઓધવ મારી૦ ૫
ચઈતરે ચીત કરે ચાળા. મુકી ચાલ્યા મોરલી તો વાળા;
દરશન તમે દયોની નંદલાલા, ઓધવ મારી સ્તુતિ૦ ૬
વૈશાખે વનમાં કોયલ બોલે. તેથી મારાં ત્રણ ભુવન ડોલે;
જોબન મારૂ જાયછે જકજોલે ઓધવ મારી સ્તુતિ૦ ૭
જેઠેતો જળ ભરીઆંનેણે, બંધન મારા હરીવરને કેહેણે;
ખટકે વાલા નાથ તણે મેણે. ઓધવ મારી૦ ૮
આશાડે તો ઈંદ્ર ધારે વરશે, પીઊવિના મન મારૂ તળસે,
મોહનવર મેહેર હવે કરશે, ઓધવ મારી૦ ૯
શાવણે તો સાંભળ સાહેલી, નમેરા તો નાથ ગયા મેલી;
ગોકુળીયામાં થઈને ફરૂં ઘેલી. ઓધવ મારી૦ ૧૦
ભાદરવે ભુદર ભેટો હમને ઝાઝુ હવે શું કહીએ તમને;
વાએદા કરી વાલ્યા ગામને, ઓધવ મારી૦ ૧૧
આસો માસે આવી દીવાળી. ઘેરરે આવ્યા મોહન મોરારી;
હળીમળી સહુ સખીઓ તાલી. ઓધવ મારી૦ ૧૨
બારેરે માસ રાગેનો કરીઆ, દાશરણછોડના સ્વામી મળીયા,
તેથીરે મારાજનમ મરણ ટળીયાં, ઓધવ મારીસ્તુતી કેજો ૧૩

---

## રાધાના વીલાપના મહીના.

કારતક માસે કંથજીરે, મેહેલી જઈએ ના એમ;
રૂદન કરેરે રાણી રાધીકા, ભીજે આંસુડે પેમ;
હરીવિના હઈડાં સુકાયછે, પાપી પ્રાણ ન જાય;
લોભી જીવડો ન જાય, શુરે જીવ્યું શંશારનું. ટેક. ૧
માગસર માસે માનુ નહીરે, મારા મોહનલાલ,

સુની દીસે શુંદર સેજડી, પેટડીયામાં ફાળ. હરીવના ૨
પોશ માશે શોશે નહીરે, વીનતા માતને તાત;
અધવચ મેલ્યાંરે આ શમે, જુરણ લાગીરે રાત. હરી૦ ૩
માહા માસે માહારાજનેરે, તેડી લાવો ને ઘેર,
નેણે નીરખું મારા નાથને, થાય લોંવારે લેહેર. હરી૦ ૪
ફાગણ ફુલ્યોરે ફુલડે, ફુલ્યાં કેસરનાવંન;
અબીલ ગુલાલના છાંટણાં, ખેલું કોશું વશંત. હરી૦ ૫
ચૈતરે ચીતચાળા કરેરે, પેહેરવાનેરે ચીર,
સ્વામીવિનારે શણગારસા, કેમ સજીએ શરીર. હરી૦ ૬
વૈસાખે વનવેડીયારે, વેડી આંબાની ડ.ળ;
કોયલડીરે ટઊકા કરે, શબ્દ શુણ્યોરે રશાળ. હરી૦ ૭
જેઠ માસે જીવ જાયછેરે, ઘરમાં ઘડી ન રહેવાય,
ભીતર ભડકા થાયછે, અગ્ની વૃહેના સેવાય. હરી૦ ૮
અશાડમાસે હુતો નહી નમુરે, નમ્યો નવલોરે મેહ;
વ્રેહનારે વાદળ ઉલટયાં. શોશે સુકાણી દેહ. હરી૦ ૯
શાવણ વરસ્યો શરવડેરે, નદી તરોવર જાય,
કહો શખી કેમ કીજીએ, ધીરજ નવ ધરાય. હરી૦ ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે, વરસ્યો ઉત્તર દેશ;
હુરે બેઠી રંગમોહોલમે, નાથ છેરે પ્રદેશ. હરી૦ ૧૧
આસો માસે હરી આવિયારે, આનંદ ઓછવ થાય.
ઘેરઘેર જાય વધામણી, હેડે હરખ ના માય. હરી૦ ૧૨
બારે માસ પુરણ થયા; તેરમે પુરીરે આશ;
કર જોડીનેરે વિનવે, ગાય નરશઇયો દાશ. હરી૦ ૧૩

---

## પતીને પરદેશ ન જવા દેવા વિશેના મહીના.

ઓધવજી સંદેશો કેજો શાંમને. એ રાગ.

કારતક મહિને અબળા કહેછે કંથને, હવે શીઆળો આવ્યો સ્વામી નાથજો,
હીમાળુ વા વાયોરે હલકી ટાઢમાં, શું શોધો પરદેશ જવાનો સાથજો. એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧
માગશર મહીને હોંશ ઘણી મન માહ્યરે, રશીયા સંગ રમ્યાની માજમ રાતજો;
ઘુંઘટડો કાઢીરે ઘર આગળ ફરૂં, પીઉ મેલો પરદેશ જવાની વાતજો; એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૨
પોશે જે અબળાને પીઉડે પરહરી,તે નારીનાં પુરણુમળીયાંપાપજો
શાસરીએ રહીને તે શાં સુખ ભોગવે, મૈયરમાં નવ ગોઠે માને બાપજો. એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૩
માહા મહીને નવ કરીએ નાથ મુસાફરી, ઘઉં સાટે જઈ લાવો ખોરી જારજો,
વ્હેચીને જમસુંરે મારા વાલમા.જરૂર નહી જાવા દેઉ ઘરથી બાહારજો. એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૪
ફાગરમે ફાગણુમાં નરને નારીયો, ઘેર ઘેર નૌતમ કૌતક નવલાં થાયજો.
જે નારીનો નાવલીયો નાશી ગયો, દાહો તેણે કેમ નજરે જોયું જાયજો. એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૫
ચૈતરમાંચતુરનેપંથન ચાલવું,જોઘેર નારીસારી ચતુરશુજાણજો;
વાહાલ પણે વચનેરે પીઉને વશ કરે, નીરધાર્યું તે પડસું રહે

પરીઆણુજો. એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૬
વાવલોયા વાયારે પીઉવૈશાખના રજઉડેને માણક મેલુ થાયજો
નથનીતુ મોતીરે હીરો હારનો, કોહો પર હાથે તે કેમ ધી-
યાં જાયજો. એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૭
જેઠેતો પરદેશે જાવુ દોહલું, ઘોમ ધીકેને લાય જેવી લુ વાયજો;
કોમળછે કયારે મારા કંથની, વણ શીંચ્યાં જેમ ફુલડાંયાં ક-
રમાયજો એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૮
અંબરઘન છાયોરે માસ અશાડમાં, મોર બોલે ને મેહ વ-
રસે મુશળ ધારજો.
કચરાને કાદવરે મચીછે મેદની, પંખી માળા ઘાલે ઠારો
ઠારજો. એ મહીને નવ જઇએ પીઉ પરદેશમા. ૯
શાવણમાં શીવ પુજીને મુખ માગાએ, વાલાનો નવ થા-
જો કદી વીજોગજો;
ઉમીઆના સ્વામીજી આપો એટલું શાસુના જાયાનો નીત્ય
સંજોગજો. એ મહીને નવ જઈએ પાઉ સરદેશમાં ૧૦
ભાદરવો ભરજોબનનો ફરી નહી મળે, વહી જાશે જેમ
નદીઓ કેરાં નીરજો.
એવારે દીવસ એળે નવ કાહાડીએ, વાત વિચારી જુઓ
નણંદના વીરજો.. એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૧
આસોના દીવસતો અતિ રળીઆમણા, ખાવું પીવું કરવા
નવલા ખેલજો,
ભેગાં બેસી જમીએ રમીએ સોગઠે, છાતીમાં ભીડીને રાખું
છેલજો. એ મહીને૦ ૧૨

માસ અધીકમાં અધીક પણે શુ કીજીયે, રોહો જોડીને નેણું સંગાથે નેણુંજો;
જેમ ન છુટે ગુટો કાચ બીલોરનો, દાશ દયાના પ્રીતમ જાણુ પ્રવેણુજો; એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૧૩

---

## ભરથજીના મહીના ચાલ લાવણી.

ચૈત્ર પીછલે પાક રામનોમીકો જન્મ લીઓ,
અવધપુરી સુખ ધામ સખી મીલ મંગલ ચાર કીયો
ખબર જબ દશરથને પાઈરે,
દેતદાન ગજરાજ ગૌદીન ચોડેકી બીયાઈ;
સભા શામ ફુલનશે છાઈ,
કરમ લેખ ના મીટે કરો કોઇ લાખન ચતુરાઈ;
રામ ચલે બનબાસ રોવત કૌસલ્યા માઇ. ટેક. ૩ માસ ૧
લગતહી વઇશાખ કેકૈ બાવર કરદારી,
ધ્રક જીવણુ ધીકાર ભયા જહતુમસે મા તારી, ૧
દુઃખ તુમ નગરીકો દીનોરે તીન લોકકે નાથ રામ તીને બનબાસાકીના. ૨
કુમત કુચ એસી બન આઇ કરમ. રામ. માસ ૨
જેઠ પંચ મીલ કહે ભરથકુ ગાદી બેઠરો;
ભરથ ધરત કાનનપર હાથ પંચ મેરી ગરદન મતમારો,૧
સરે નહી એ બાતન કાજા હમતો હરીકે દાસ રામ અજોધ્યા કે રાજા, ૨
બાત એ સબકે મન ભાઇ, કરમ. રામ. માસ ૩
અશાડ આશારામ મીલનકી, મનમે લાગ રહી,
કોઇ રામ બન મોહી બતાવો ભારથ બાત કહી;

નગર કે નર ઓર સબ નારી રથ ડોલે ગજરાજ સા-
જ શબ ભારથ સંગ તૈયારી. ૨
નદીમુની સાગરકુ ધાઇ. કર. રામ. માસ. ૪
શાવણુ શીંગમેર પુર પહોંચે, ભીડ્ભઈ ભારી
ભીલન ઓર કટક દળ સાજે લડનેકી તૈયારી;
ભરથસે પુછ કરાર કરો રાંમ શીયાકે કાજ નીકટ તુમં-
ગંગા તીર મરો,
ખબર જબ ભારથને પાઇ, કરમ. રામ. માસ ૫
ભાદો ભીલ ભરથસે ભટે. ભક્તિ જાણી મનમે;
કંદમુળ ફળફુલ ભરથસે ભેટ કરે બનમે;
ભરથને આગે કર લીને, ભરથ રાજ મુની બસે પ્રાગ-
મે જાય દરસદીને ૨
પ્રાગકી દુનીઆં ઉઠ ધાઇ. કરમ. રામ, માસ. ૬
કુવારકીએ બીજ માનતા મુની પુછે કુસલાય;
દો કર જોડ પ્રકંમા કરે કઉસલ્યા માતાય;
હમારે જીવણુશુ ફલ ભયો ઈતની બાત સુન મુની સબ
આસરબાદ દીયો. ૨
ભરતકુ માતા સમજાઇ. કરમ, રામ, માસ. ૭
કારતીક કુચ પ્રાગસે કીનો, ચીત્ર કોટ આયે.
અંગ ભભુત માથે પર જટા, રામ લક્ષમણુ પાયે. ૧
ભરથ સીર ચરણોપેલાયે ચરણુ ઊઠાયહિરદેસે લગાયે
નેનન નીર બહાયે. ૨
સીંઘાશન બેઠે રઘુરાઇ. કરમ, રામ, માસ. ૮

અગહનવારમવાર ભરથકુ રઘુબર સમજાવે.
જાય અજોધ્યા રાજ કરો તુમ. મુની સબ સુખપાવે; ૧
ભરથ તુમ લોટ જાવ ભાઇ બારાબરસે બીત જાઇંગે તે પી-
છે હમ આઇ ભરથસે એસી સમજાઇ. કરમ. માસ. ૯
પોસે આશા રામ મીલનકુ, જુર ગઇ ભીડ ઘણી;
ગુરૂ બશીષ્ટ મુની સમજાવે, કહે અપની અપની;
બીનતી બોત ભાત કીની રામ કૃપાપતી ચરણુ ખરાઉં
ભારથકુ દોની. ૨
ભરથ તુમ લોટ જાવ ભાઇ. કરમ, રામ, માસ. ૧૦
માહા મનાયે માંન ગયે હૈં. ભલે લગે હૈં રામ.
જનખ પુરકુ જનખ પોહોચે ભરથ અજોધા ગામ, ૧
ખરાવું ગાદી ધરદીની, રામચંદ્રસે અધીક તપસ્યા ભા-
રથને કીના,
બડાઇયેહીસેપાઇ. કરમ, રામ. માસ. ૧૧
ફાગણમે સીતા હરીકે રાવણકુ વધ કીનો;
લંકાગારગરદકરદારી રાજ વીભીક્ષણકુ દીનો; ૧
લોટકે અજોધા આએ શીવ સનકાદીક યાદ બ્રમાદીક,
દરસનકુ ધાએ;
ગાદી બેઠે રઘુરાઇ. કરમ, રામ, માસ. ૧૨
નવીન શાલ અધીક મહીના અંગડન ગહન પડે;
લાલનદાસ બાંસ બરોલી; રામ રામ ઓચરે
ભરથકી યેડી બારા માસી ગવૈયા સુનવઇયા તરે;
કટેજમકી ફાંસી. ૨
બેદમે એસી લીખ આઇ, કરમલેખ. રામચલે. મા. ૧૩

## દ્રોપતીજીની બારા માસી.

હમરી વહારે ચઢો ગીરધારી, કૃષ્ણહી કૃષ્ણ રટત.
નર નારી હમરી વહારે ચઢો, ગીરધારી; ટેક
અસાડ મે મિલકે કૈરવ પાંડવ. ખેલત ચૌસર પાસાસારી,
ધનદોલત ઓર માલ પરગના, હારદઇ દ્રુપતિ સીનારી; હમરી૧
સાવન સોચ કરે દુરજોધન. આમખાસ કચેરી સારી;
બડે ભૂપ બલ ધારાં બેઠે. ભીસ્મ દ્રોણ બલકારી; હમરી.૨
ભાદો વાદ કીયો દુસાસન. આન ઉતારી મેરે સિરકી સારી;
દુરજોધન બદનીત ભયોહે, દેખો ચાહેમોહે નગ્ન ઉઘારી.હ૦ ૩
આસોજ આસા લગીઘટ ભીતર, હાહા કરત પુકારત નારી;
જન્મજન્મકીમેંદાસિત્યારી પ્રભૂ અબકેસહાયકરો બનવારીહ૦૪
કાર્તીક કાન્હા બેઠે મેહેલમે, સંગલિયે રૂકમ્ની રાધા પ્યારી;
પટકત પાસા મુખસે બચન કહ્યો, બઢ ગયો ચીર વાકો અ-
નંત મુરારી હ૦ ૫
નૌસો નવાણુ પુરચે પ્રભૂને, દેખ રહી સભા સારી;
લજિત હોય ગયો દુસાશન. એસે હરિ હીતકારી; હ૦ ૬
માગશિરમે મનસૂબા કીનો; દેશવટાકી કરલો ત્યારી;
અર્જુન ભીમ નિકુલ સહદેવા, સંગ લઇ દ્રુપતી સીનારીહ૦૭
પોષહ પોશાક પરહરકે, ભીમહો બેઠે અણલાસી નારી;
કીચક માર મહેલમે છાંડો.વા કુંતીકો માહાબલધારી. હ૦ ૮
માહા મહીનેમે મનો ઉઠાયો. ગરૂડ ચઢે આયે ગિરધારી;
પાંચો પાંડવ ભેલાકીને. હસ્તના પુરકી કરેલો ત્યારી હ૦ ૯
ફાગુન ફકીર બેઠે દુરજોધન, વાસુ કહેત જા ગીરધારી;
પાંચ ગાંવ પાંડવ કોં દીજે, ઓર પરગના ધરતી ત્યારી,હ૦ ૧૦

ચૈતમે ચમક ઉઠયો દરજોધન, માન ભરે બોલે બલકારી;
અંગુલએક ભૂમિ નહીં દુંગો, જુદ્ધ કરનેકી કરલો ત્યારી. હ૦ ૧૧
વૈસાખ વહાર ચઢે બનવારી, જુદ્ધ કરનેકી કરલી ત્યારી;
દુરજોધન દુશાસન મારે, કૌરવવંસ વિધ્વંસ કરડારી. હ૦ ૧૨
જેઠ માસમે રચી અશ્વમેધા, જગ્ન કરનેકી કરલી ત્યારી;
શીવ સનકાદીઆદિ બ્રહ્માદીક, ગરૂડચઢીઆયેગીરધારી હ૦ ૧૩
દ્રુપતીજીને સ્તુતી કીની, બારે માસકી કહી કહાની.
સીખે સુને સોજાય બૈકુંઠકો. જન્મ જન્મકે પાપકટેરી હ૦ ૧૪

---

## બારમાસી કાજીની રાગ.

### છંદની ચાલ.

સુનસુન સખી ચીતલાયકર મુજ દીલકાખેદના તુજે કહું;
પીઉ બસે પરદેશમે કોહો મે અકેલી કીયું રહું.
આપે બસે પરદેશમે મુજકુ અકેલી ડાલકર;
મેરા હાલ કહો કયા હોવેગા! ગયે એસી જંજાલકર. ૨
તુમને કહ્યાથારે સજન ઠંડો મહીનો મે આઉંગા;
પહીલા જો મહીના ઠંડકા તુજકુ દરસ દેખલાઉંગા. ૩
આયારે ગહીના કારતક ઠંડોકી આઇ સરસરી;
તુમવલેપીછે પીઉ, ઠંડો અગનસેમેં ઝરી. ૪
બેઠી મે દેખુ બાટડી, અબહી પીઉ ઘર આવેગે;
ઠંડો સમે ઈસગાઉમે મુજકુ ગલે લપટાવેંગે. ૫
એ આશમેરે મન જોથી સોતો સુંકીયું ઠરી;
બરમે કીસી જાકે પીયા મુજકુ અકેલી યાં ધરી ૬.
રોતી ફીરું મુલકોનમે તુમબિનારે પ્રીતમ પીયા;

મુજકુ અકેલી છોડકર કોહોતુમ બીછોરા કીયું લિયા. ૭
તરફડી બોહોત તુજ બાસતે પન ના હુવા તેરા મીલન;
પેહેલા જો મહીના ચલ ગયા તુમ બિનારે પ્યારે સજન. ૮
દુજારે મહીના માગશર, આયા બોહોત ભારે ઘણા;
ઠંડીસે લાગી કાંપને, લાલન પીયારે તુમ બીના. ૧
ધ્રુજુ ખડી ઠંડીનમે, સમરણુ હે દીલ પીઉકા;
દરશ દીખલાવો તુમ પીઆ, દારૂ કરો ઇસજીઉકા; ૨
જો દરશ મુજે ના દો સજન, જીયરા નીકલ અબ જાયગા;
મુજ મુવે પીછુ હે સજન, તુ બોહોત સા પસ્તાયગા; ૩
જીગરસેબી ભીગી બોહોત, પનતનમેં તાકત નહી;
મુજ રંક દુબલીકે ઉપર, ઠંડીસી દુજી આફત કહી; ૪
માલુમ મુજે એ કરદીયે, હજુતો મીલના દુર હે;
દુજારે મહીના બેહે ગયા, તુજ દીલમે કછુ કુર હે. ૫ માસ ૩
ત્રીજારે મહીના બોહોત કઠીન હે, નામ ઉસકા પોસરે;
ઉસમેંબી ના મીલીયા સજન, ઉત બાતકા અફસોસરે; ૧
ઠંડા હુવા સારા જગત, મુજ દીલકી અગની ના બુઝે;
પ્યારા મીલા નહી મુજકુ, કોઈ ઘાવો કટારી કીઉ રૂજે ૨
દીન હો ગયા ટુકડા બોહોત, હુઇ રેન જૈ એક બરસકી;
ઉસ રેનમેં બીલખુ પડી, મુસ્તાક તેરે દરસકી; ૩
સીનગાર પેહેને ચાહસુ, સ્નાન ગંગામેં કીએ,
જોગી મુની જંગમ સેવડેકું, દાંનમેં હાથો દીએ; ૪
તો બી ના મીલીયા તું સજંન, પનમેં રંડાપા કરલીઆ;
મીલીઆ નહી ઇસ મહીનેમેં, એ સકત દીલ તેં કયા કીયા;૫. ૪
ચોથારે મહીના આવિયારે, નામ ઉસકા માવરે;

મેહેબુબ ના મીલીયા મુજે. અફસોસ દીલમેં આવરે;
લાલ નાના સેવતી, ચંપ ગુલાબ ઓર મોગરે;
ખીલેહે સબ ફુલ બેહેકસું, તુજ બીનાહે મુજે સોગરે; ૨
બેલ ઓર ચંપેલી દાવડી, ફુલ હાલહે સબ બાગમેં;
ઉસ દેખકર મે રાતદીન, જલતીહું તેરે દાગમેં; ૩
જો મુજે તુમ દો દરસ. ખીલું મેં ચંપાશી કલી;
પ્યારે તેરી હજરતસેથી મેં આજ કદમતા સીર જલી; ૪
અબ ઠંઠબી પુરીં હુઇ. તોભી ના મીલા તુ પીયા;
મુજ ગરીબ આજ કેતઈ એતા દરદ તેં કયા દીયા; ૫ માસ. ૫
ફાગુન મહીના પાંચમા, આયા ગીરમરી તુ હોઈરે;
ઉસ રૂતુમેં મેરે પીઉકું, કયું કર રહું મેં જોઇરે;
સુરજ ચઢા અસમાંનપર, ધરતી ગગનન સબહીં તપા;
સખીયાં તુમ બાત લાવો, મેરા પીઆ જા ભીતર છુપા;૨
સખીયાં સબ ચારૂ તરફ, હોરીતો ખેલે ચાહોસું,
પીચકારીયોકે સરતસે, મારેસો ભરભર દાવોસું. ૩
ઉસ રૂતુમેં મેરે પીઉ બીંના કોહોંમે એકેલી કયા કરૂં
હોરી જલે મુજ દીલમેં, ઉસ દુઃખમેં કુડકુડ મરૂં;
બીલખું ખડી ઊશ બાસતે, ઓભી મહીના હો ગયા;
સજંન મેરે હાલપર, એક રગત કરનીથી ભયા; ૫ માસ. ૬
ચઈત્ર છઠા મહીના કબુલ, મુજ દીલમે ઉસકી ચોટરે;
એસે કઠીન મહીનુમેં, પીઉજી મીલનેકી ખોટરે; ૧
લાગી અગન ચારૂ તરફ, ઠંડકી નહીં કીસી જાગરે,
પ્યારા મેરા આવે ઘરૂં, ખુલ જાય મેરા ભાગ્યરે; ૨
ઢુંડા બોહોત મુલકોનમે, હોકર દીવાની બહાવરી;

વેસી અગનમે મે પરી. પાંવ કઇ મેરા હરી; ૩
સુખ હે તુજકુ પીઆ. તેરા ઠીકાના તુ કહી;
મે આઊંગી તુજે ઢુંડની. સજન અબતું છુપા સહી; ૪
દીન હો ગયા લંબા ઓહુત. જાણે બરસ એક માસરે;
છઠા અબ પુરા હુવા. તરે ગાલનેકી આસરે;
વૈસાખ આયા સાતમા, ઝાડોકી આઇ પાતાં ઝડી;
વેસે મહીનમે તુજ વાસ્તે, મેં ભી સજન બીલખું ખડી; ૧
સેવા સબ જંગલપર ચઢા. લાલનકી સબ લાલી રચી;
તબ મેંભી નેક બુઝા સજન, મરનેસેભી મે બચી;
કેસુ ખીલે જગ ઝાંત. મોર ઓર આંબા પર જસે;
પાંયાજી અબ આવે ઘરૂં. મેરા તબ ગંદીર બસે.
કોયલ પોકારે બંન બંને, તેરા નામ લેવે અવ્વારસું;
મેભી પોકારૂં ધુંનમે. અબ કબ મીલુંગી યારસું;
સુકાયા ગોલામેરે સજંન, પન પ્યાસ મેરી ન બુઝી;
મહોનાબી અબ પુરા હુવા, પન સુધ મૂજે ના બુંઝી; માસ ૮
હાંરે જેઠ આયા આઠમાં, મહીના બીકટ એ ઘાટરે;
લાગો અગન સબ તનમેં પીઉબીના મૂજે ઉચાટરે;
પેહેલી અગનથા પીઉકી, ઓર જેઠને બાલીમુજે;
સજન તેંહે કયા કીઆ જુલમ, દો આગમે ધાલી મુંજે;
જગી પુકારે હુરતકુ. લેવસો તેરા નામરે,
મેંભી પોકારૂં દરદસું તુજશુંહે મેરા કામરે,
એસી ગરમ ધરતી ઉપરે, દોડી ફીરૂં સંસારમે;
દીલમેં મેરે યૌં આસહે દેખું કહીંયે યારમેં;
ગમેં ફકોલે હો ગયે; તોભી ના દેખા પીઉકુ;

નોમે મે પાવુંગી પીયા સમુઝાય રાખ્યા જીવકુ; માસ ૯
નોમા મહીના હે સખી નીપજે જંગલમે ધુમરે;
આશાડમે આગ ના ફીરા, લાયા બપઇઆ ઘુમરે;
હરદમ બપઇઆ પોજપે. બીના પીઉ મે પ્યાસે મરૂં;
તેરા નામ સુનકે પીઆ; મે દુખનમે આહી ઝરું;
ગરજે ઘન અતી જોરસું. ઓર બાજ ચમકે અતીઘની;
બીજલુ ખડી સખા આગલે. કબ આવે ઘર મેરા ધની;
બરખા કરી ઉશ રૂતુનમે, આતમ જો તુમકું પાઉગી;
પાઉં લાગકર મેરે પીઆ, તુજપર વારી જાઉંગી;
હરી યા હુવા સારા જગત, પન સાગ મેં પીલી રહી;
ના દેખીઆ સ્વામી સજન, આ સબ બેદના લે સહી. માસ; ૧૦
દશમા શાવન રસ ભરા. બરશેસો રૂમઝુમ જોરરે;
પ્યારે તેરી રટના મુજે, મધરાતે બોલે મોરરે;
એસી અંધારી રેનમે, સમરન કરૂં તેરા ખડી;
પન કંથને નાગસુ બેહે, ભારેરે શાવનકી ઝડી;
સબ લોક દીકે ચાહ લાગે, ખેતી કરે ખેતનમેં;
બીન દરશ મેરે પીઉકે. તરફડું પડી મેરા મનમે;
માતા પીતા ઓર સબ સગે, ફરજંદ ઓર ભાઇરે;
છોડેહે સબકુ ઝુરતે, તુજસુ મોહોબત લાઇરે,
મુજકું મત તરસાવો પીઆ. અબ દેતું મુજકું તેરા દરસ;
દશમાસ બીનતીમેં ગયે, નજદીક આ પોહોચ્યા બરશ. મા૧૧
ભાદો મહીના અગીઆરમા, આયા અતીઘન જોરસુ,
બતા બોહોતમેં ગીરંપડી, ઉશકી ધગક ઓરશોરસું;
ગરજે ગગન ડર માયને, જોરણુ ભીતર ઘોસા બજે;

ઉશપુર પાંનીકે ભીતર, બીનાકંથ સીર થરથર ધ્રુજે;
બરસેઘન અતીજોરસું. ઓરબીજ ચમકારે કરે;
મુજ દીલમેં દુખડા કઠીન, પીઉજી દીલમે ના ધરે;
બોલે પપઇયા પીઉપીઉ. દાદુર બોલે લોરને;
મેં પીઉકી પીઉ મોરડા, તું પીઉ કેહેસો કોનરે;
તેરે મીલનેકે સોહાગમેં, ભાદોબી અબપુરા હુવા;
એ હાડ પંજર માસગલ. તુજ નેહ મુજે પુરા હુવા માસ. ૧૨
આયારે મહીના બારમા, આસોએ આસા સુભ બીનરે;
ભેટુંગી અબમેં પીઉસું, એ દુઃખ દારીદ્ર સબહીનરે;
ખેલે દીવાળી હરખસું. સખીયાંસો અપને કંથસું;
એ દીલમે મેરે ચાહહે. ભેટુંગી મેરે પીઉસું;
ચોલીપેહેની લાહકી, સીનગાર સોલેમેં કીએ;
પીયાજીકે મીઠે નામપર, થાલ ભરમોતી દીયે;
સીનગાર સારે પેનકર, પેહેનીજડાંત્ર બેગદલ;
જયું ચંદપુનમ મુખ દીસં, સરમાએ હીરા મુજ અગલ;
સબ જાંનબના કરમેં ખડી, લાલને મુજે યું કયા;
કીની કબુલ સબમે તુજે, તેરા દુઃખ દાલીદ્ર સબહી ગયા;
જો તેહેને યેહ મેનત કરી,બારે મહીને પાઉકી;
તુજ બીના નહી કોઇ દુસરી, પ્યારી શોમેરેજીઉકી;
એદના બારે માસકી, શાંમનેકીની કબુલ;
પોહોચેગી તુ જનત મુકામ, કદમોંમેં રખેંગેરસુલ.

---

## પંદરતીથીઓ.

**સાંભળ સૈયર વાતડી, મુજ દીલની આજે;**

હાંહાંરે મુજ દીલની આજે,
શ્યાંમ સખી તજી ગયા, જુરૂ દીવસને રાતે;
હાંહાંરે જુરૂ દીવસને રાતે, ૧
પડવે પ્રીતા મેં કરી, પાતળીઆ સાથ. હાંહાંરે,
દુઃખ દરીઆમાં મેહેલીને, ગયા મુજને નાથ. હાંહાંરે. ૨
બીજે અંતર બીડીયું. તપે વ્રહેને તાપે. હાંહાંરે.
ગેબીશ્યામને મારીઓ, કહીએકો આગે. હાંહાંરે. ૩
ત્રીજે કેમ તજી ગયા. શો વાંક હમારો, હાંહાંરે,
કુબજાસું રંગે રમો, ઘટે તોલ તમારો. હાંહાંરે. ૪
ચોથે ચોતમેં જાણીયું, હરી આવી મળશે, હાંહાંરે,
સુખ સખો સહુને થશે. દુખડાં દુર ટળશે. હાંહાંરે. ૫
પાંચમે પીડ હું જાણુતી, કરતી નવ પ્રીતી, હાંહાંરે,
કાળજ કેરી નાખીયું, કરી દુશમન રીતી. હાંહાંરે. ૬
છઠે છળકરી છેતરી, ગયા ગોકુળ મેલી, હાંહાંરે,
વ્રહે અગનીની આંચમાં, મુકી મુજને ઠેલી. હાંહાંરે. ૭
સાતમે સઉ સખીઓ મળી, વિચાર શો કરવો, હાંહાંરે.
જીવણ જો આવે નહી આ દેહ નથી ધરવો, હાંહાંરે. ૮
આઠમે ઓધવ આવીયા, તેણે જોગ બતાવ્યો, હાંહાંરે.
બહુ રીતે સઉ સમજાવીયાં, ગોપી મન ન ભાવ્યો. હાંહાંરે. ૯
નોમે નમી ઓધવ કહે, તમ પ્રેમે હું રાચું, હાંહાંરે;
પ્રેમ ભક્તિ મુજને મળે, હરી પાસે હું જાસું. હાંહાંરે. ૧૦
દસમ દીન મથુરાં વિષે ઓધવજી આવ્યા. હાંહાંરે.
આવંતાં હરીએ પુછીયું, સમાચાર શા લાવ્યા, હાંહાંરે. ૧૧
એકાદશી ઓધવ બોલીયા, મુજ ગર્વ ટળ્યો છે; હાંહાંરે;

ગોપીના પ્રેમ આગળે, જોગ ઝાંખો પડયો છે, હાંહાંરે. ૧૨
દ્વાદશી દીને દવ બળે જે રીતે વનમાં; હાંહાંરે;
તે રીતે વ્રહે વ્યાપીયો ગોપીના તનમાં, હાંહાંરે. ૧૩
તેરશે તન વિચારીયું પ્રભુએ મન માંહી; હાંહાંરે;
ગોપી સહુને સુખ દેઉં જાઉં ગોકુળમાંહી. હાંહાંરે. ૧૪
ચઉદશ દીન ચીંતા કરે સહુ વ્રજની બાલા, હાંહાંરે;
હજુ સુધી ના આવીયા સખી નંદના લાલા, હાંહાંરે. ૧૫
પુનમ દીન પ્રભુ આવિયા આનંદની હેલી. હાંહાંરે.
થાળ ભરી શગ મોતીઓ, ગોપી થઈ છે ઘેલી, હાંહાંરે, ૧૬
પંદરે તથીઓ પ્રેમની સહુ સુણજો કરણે, હાંહાંરે;
રણછોડ કહેછે કરગરી, પ્રભુ રાખજો શરણે, હાંહાંરે. ૧૭

---

## આઠવાર.

કારતકે કાજળને તજીયું એ રાગ.

આદીતે અકળ કળા તારી, જાવું રે હું તો વદન કમળ વારી;
ત્રીકમજી હું તો છું તારી, આવોને ઘેર જસોમતીના જાયા;
મને તારી લાગે છે માયા, આવો ટેક.૧
શોમેતો શોભે સોહાગી, મને તો તારી લેહે લાગી;
કટારી કાળજડે વાગી, આવોને. ૨
મંગળેતો મન વિચાર કરીએ, ધીરજતો કેઇ પેરે ધરીએ;
દીવસ રાત રોઈ રોઈને મરીએ. આવોને. ૩
બુધેતો બુદ્ધિ વિચારો, દુઃખરે મારૂં દીલ મધે ધારો;
મુને વ્રહે અગ્નિમાં શીદ બાળો, આવોને. ૪
ગરૂવારે ગુણ ગાઉ તારા, અવગુણ શાછે હમારા;

આંખે વેહેછે આંસુની ધારા, આવોને. ૫
શુકરે શૂ કરીએ હેલી, નમેરાતો નાથ ગયા મેલી;
હવે મારૂં કોણ થશે બેલી, આવોને. ૬
સનીવારે સામળીયો આવ્યા, થાળ ભરી મોતીડે વધાવ્યા;
ગોપીના સુખ સાગર કાવ્યા. આવોને, ૭
સાતેવાર સમજીને ગાશે, તેના સહુ દુઃખ દારીદ્ર જાશે;
કવિ કહે સુખ સંપત થાશે, આવોને. ૮

---

## શ્રી રણછોડજી મહારાજનો ગરબો.

અલબેલીરે અંબે માત જોવાને જઇએ ટેક.

છોગાળા છબીલા છેલ રણછોડ રંગીલા;
કરી બોડાણાપર મહેર હો મોરલીવાળા. ટેક.
અકળકળા અલબેલા તારી પાર ન પામે શેષરે હો૦
વેદ વિચારી વીસમેપામ્યા સમજાયો નહીલેસ. રણ૦ ૧
મહા મોટમ મહારાજ તમારી મૂખથી કેમ કહેવાયરે,
સમુદ્રમાંથી ચાંચભરે જેમ પક્ષીની તૃષા જાય. રણ૦ ૨
મંદગતી મહારાજ મારી મલીન મારૂ મનરે.
સરણે રાખો સામળીઆ મને જાણી તમારો જંન. રણ૦ ૩
દ્વારકાંના વાસી રાય રણછોડ તમારૂં નામરે.
ઘણી દયા ગુજરાત ઉપર કરી આવ્યા ડાકોર ગામ. રણ૦ ૪
બોડાણાની ભક્તિ ભાવી ભૂધરજી ભલી તમનેરે,
અકળ કળીઆ ધરણીધર દુલભ, છોઅગમ નીગમને. ર૦ ૫
ધન બોડાણા ધીરજ તારી, ધનધન તારી માતરે;
પ્રાતળીઓ પોતાના કીધા હેતે લીધા હાથ. રણ૦ ૬

સીત્તેર વર્ષ તેં સેવા કરીને સાંમળીઓ સમજાવ્યારે,
ડાકોરથીતો દ્વારકામાંયે વર્ષે બે ત્રણ ફેરા ખાવા. રણ૦ ૭
કરમાં તુળસી વાવીને જઇ ચત્રૂભુજને ચડાવીરે.
પ્રભુજીનો પ્રસન થયાને દીલમાં દયા આવી. રણ૦ ૮
અલબેલો બોલ્યા એમ મુખથી બોડાણાની સાથરે;
એકાંતે આવીને કહ્યું તે કોઈએ ન જાણે વાત. રણ૦ ૯
ઘણા દીવસ તેં મારે કાજે મોટું કષ્ટ કીધું રે;
વિપુ તારૂં વૃધ થયું તે જોઈ મારૂં મન બીધું. રણ૦ ૧૦
તે માટે હું તારી સાથે આવું તારે ગામરે,
તારે ચરણે નથી ચલાતું તે માટે તજવું ધામ. રણ૦ ૧૧
કહ્યું મારૂં માની કાલે જાતું ડાકોર ગામરે,
વેહેલ લાવતું વાત ન ફુટે મનમાં રાખી હામ, રણ૦ ૧૨
બોડાણો કેહે બાપજી હું વેહેલ કયાંથી લાવુંરે;
મારે ઘેરતો નથી મહારાજા કેમ કરીને આવું. રણ૦ ૧૩
મોહનજી કહે માગી લાવો જેવીતેવી વેહેલરે
જાત જોયાનું કામ નથી બે જોડી લાવો બેલ. રણ૦ ૧૪
બોડાણાને વચનજ આપી વિદાય કીધો વળતીરે;
વનમાળી કહે તારે મારે વાત આવિછે મળતી. રણ૦ ૧૫
વારૂં કહીને વિઠલજીને ચરણે પડયો કરજોડરે;
લજ્યા મારી લટકાળા તમો રાખજો શ્રીરણછોડ. રણ૦ ૧૬
અતી આતુરતા અંગમાંને આવ્યો ડાકોર ગામરે.
પાડોશીને પેરચ કહી મારે તમ સરખું છે કામ. રણ૦ ૧૭
ઉપકાર માનું તમ તણો જો આપો બળદને વેહેલરે;
જાવું દ્વારકાં છેલો ફેરો ત્રીકમજીની ટેલ, રણછોડ. ૧૮

પુરવાસી પાડોસી કેહે ભાઇ જેવી તેવી મળશેરે,
જેમ તેમ કરીને જોડીજા ભાઈ ભાયગતારૂં ફળશે. રણ૦ ૧૯
હેવું સાંભળી ઉઠયો પોતે વારૂ કહી વેહેલ જોડીરે,
વેહેલા કરતાં વનમાળીના મંદીર પાછળ છોડી. રણ૦ ૨૦
ગુગળી સહુકો હસવા લાગ્યા કૌતક સરખી વાતરે,
બોડાણો તો આણે આવ્યા લેઇ જવાને નાથ. રણ૦ ૨૧
વેહેલને બે બળદ જોતાં હસેછે મુખ મોડરે,
અરે ભાઇ ભુતળમાં ના મળે આવી બીજી જોડ. રણ૦ ૨૨
બોડાણો કહે હસોભાઇઓ હસવા સરખી વાતરે,
ઈશ્વર ઇચ્છા કોઇ ન જાણે કેવો થશે પ્રભાત. રણ૦ ૨૩
શંધ્યા થઈને સેન કરાવ્યું રણછોડજીને રંગભેરરે,
અડધી રાતે ઉઠયા પોતે પ્રિતમે કરી પેર. રણ૦ ૨૪
તાળાં તોડચાં ભૂગળ ભાગી આવ્યા મંદીર બાહારરે,
બોઢાણાની પાસે આવી પ્રેમે કર્યો પોકાર રણ૦ ૨૫
જાગ જાગ તું ઝટપટ કરીને વીઠલ કહે વેલ જોડરે,
બોડાણો ઝબકીને જાગ્યો દીઠા શ્રીરણછોડ. રણ૦ ૨૬
ગદગદ કંઠે ગળગળુ બોલે થરથર ધરૂજે અંગરે,
ગોવિંદજી હવે શીગત થાશે તમો રાખજો રંગ. રણ૦ ૨૭
બળદે તો બેસે ને ઉઠે ચાલે નહીં લગારરે,
પ્રાતઃસમે તો પકડશે મુંને મારશે બહુ માર. રણ૦ ૨૮
જગજીવન કહે જેમ તેમ કરી તું ઝાંપા સુધી કહાડરે,
હાકીસ હું પછી હેત કરીને માનીસ તારો પાડ. રણ૦ ૨૯
જેમ તેમ કરતાં ઝાંપા સુધી પાછલી રાતે પહોંચ્યારે,
રાસ પરોણો પોતે લીધો બોડાણો માંહે સુતા. રણ૦ ૩૦

વેગે વેહેલ ઉરાડી પોતે અંત્રીક્ષથી અલબેલેરે,
ઊમરેઠને ડાકેરની વચે આણીને તો મેલે. રણ૦ ૩૧
ખોડાણાને કહે જગજીવન જાગી જોને વાટરે,
પ્રાત થયો ઉઠ આળસ મેલી જો આવ્યો કંઈઘાટ રણ૦ ૩૨
આંખ ઉઘાડી ઊંચુ જોયું બોડાણે તેણીવારરે,
સાંભળીઆ સીંમાડો મારા ગામ તણો નીરધાર. રણ૦ ૩૩
અલબેલો ઉતરીઆ હેઠે લીંબ તળે લટકાળોરે,
વિશરામ કીધો વાલાજીએ થંભીને થાક ટાલ્યો. રણ૦ ૩૪
લિંબડાનું લટકાળા તમે એક ડાળ કીધું મીઠુંરે,
કરઅરકાડી કડવાસ કહાડી તે સહુએ નજરે દીઠું. રણ૦ ૩૫
પાતળીએ ત્યાં પગલાં પાડયાં પોતાના સાક્ષાતરે,
અદ્યાપી એંધાણી તેની સર્વે જાણે વાત; રણ. ૩૬
એમ કહી અલબેલો આવ્યા, દડબડ ડાકોર ગામરે;
બોડાણા પ્રત્યે એમજ બોલ્યા, મને રેહેવાનો કરઠામ, ર. ૩૭
ધરણીધર કહે ધામ તજ્યું મે તે સૌકોએ જાણ્યુંરે;
મંદીરમાં મુજને નહી દેખે, જ્યારે વાશે વાણું. રણ. ૩૮
ધસમસ કરતા ધાઈ આવશે ગુગળી ઘર વાળારે;
સાંભળીઓ કહે મુજને સંતાડી, તું ઝાલી બેશને માળા. રણ. ૩૯
ગોમતીમાં ગોવીંદજી પેઠા વાવ્યમાં વનમાળીરે;
ગાળો દેતા ગુગળી આવ્યા થોડે દીવસે ચાલી. રણ. ૪૦
બોડાણાને બાંધી લાવો ગુગળી એમ બોલ્યારે;
બોડાણો ગોરસ લઈ મળવા ગયા સહુના પહેલા, રણ. ૪૧
આવંતામાં આંખ ચડાવી ગુગળીએ વિક્રાળરે,
ચોર તુ કેમ ચોરી લાવ્યો ભૂધરજી ભુપાળ, રણ. ૪૨

બોલ બોલ કહી બરછી મારી મુર્છાગત ત્યાં પાડયોરે;
અંગીકાર કરી અલબેલે હજીએ દીસે ખાડો. રણુ. ૪૩
ગોમતીમાં રૂધીર થયું તે જાહેર જુગ મોઝારરે;
એ એંધાણે અનબેલોજી શે ધિ કાહાડયા નીર બાહાર. રણુ.૪૪
બે વચને ત્યાં બળવંત બોલ્યા, હું હવે નહી ત્યાં આવુંરે
મુજ બરાબર સોનુ લેઇને કરો તમે મન ભાવ્યું. રણુ. ૪૫
લાલચમાં લપટાયા સર્વે લોભમાં લેવાયારે;
સરકાર સર્વે પંચ મળીને તાસ તીરે લાવ્યા, રણુ. ૪૬
સામા સામો લખ્યું લઇને બોડાણો એમ બોલ્યોરે;
એકાંતે અલબેલા સાથે પ્રિતે પડદો ખોલ્યો, રણુ. ૪૭
માહારાજા મુજ પાસે નથી વાલ કેરી વીંટીરે;
સોનુ જોઇએ શામ બરાબર ચિતમાં ચીંતા પેઠી, રણુ. ૪૮
ગોવીંદજી કહે ઘેર જઇને, ગંગાબાઇને પુછોરે,
સવા વાલની વાળી છે તે લાવો ક્યાં તમે ધુજો, રણુ. ૪૯
ઘેર આવીને ગંગાબાઈને વાત કહી વિસ્તારીરે;
વાળી લઈ વનમાળી તેડે ગોવિંદની ગત ન્યારિ, રણુ. ૫૦
તરત લઇને તીરે આવ્યા, પાળી રાખી પાસરે;
લજ્યા રાખજો લટકાળા હું ચર્ણકમળની દાસ, રણુ. ૫૧
વડની ડાળે ત્રાસ બાંધ્યો ત્રીકમજીને તોલ્યારે;
વાળી નમિને વાલમ કસ્યા, પછે જેજે સહુકો બોલ્યા, રણુ.૫૨
ઝાંખા થઇને જગજીવનને ગુગળી ગાળો દેછેરે;
કાળા તુજમાં કપટ ભર્યું છે જુઠ ઝાઝેરી રહેછે, રણુ. ૫૩
બાળ પણે તે મામો માર્યો મથુરાં નગરી માંઝારે;

આજલગી તેં અમને આથડાવ્યા હવે જઇએ કયાંય, રણ. ૫૪
પ્રભુ કહે પાછા ફરી જાઓ દ્વારકાં મોજારરે;
સ્વરૂપ મારૂ સેવંત્રિમાં છે તે કાહાડજો બાહાર; રણ. ૫૫
નીરાશ થઇ નિસાસો મુકી ગુગળી ઘેર પધાર્યારે;
સેવંત્રીમાં જઈને જોયું પ્રભુ ત્યાંય સધાર્યા, રણ. ૫૬
સંવત બારને બારમાં પ્રભુ બાકી કશી ન રાખીરે;
દયા કરી ડાકોરમાં આવ્યા તે સરવે પુરે સાખી, રણ. ૫૭
વરસ પાંચસે અગનોતેર સુધી અલએલે એમ કીધુંરે;
ત્યાં લગી તો ગોમતિતિરે સહુને દરશન દીધું. રણ. ૫૮
અભેસંગ એક રાજા આવ્યો મારવાડથી મોટોરે;
પીલાજીસુ પરપંચ કીધો મનમાં મેલછે ખોટો, રણ. ૫૯
તેણે મન માન્યું મોહનજીનું મંદીરમાં તો આદરવુંરે;
જગજીવનને જોગ મેળવવો પરમેશ્વરનુ કરવું, રણ. ૬૦
કારજ કિધું જાણો વજીર રત્ન સંગને તેડેરે;
મોહનજીનું મંદીર મોટું કર તું દીવસ થોડે, રણ. ૬૧
મંદીર કરીને માહારાજાને પધારાવ્યા ત્યાં પ્રિતેરે;
સંવત સતર એકાશીમાં રંગીલો રંગ રીતે. રણ૰ ૬૨
માણકઠારીએ મેળો કીધો મોહનને મન ભાવેરે;
વૈષ્ણવ વાજીંત્ર લેઇને સર્વ સમાજે આવે. રણ૰ ૬૩
મોટું મહાત્મય જાણીને જન સરવે દરપને આવેરે;
ભેટ સાંમગ્રી સણગાર સારા, સાંમળીઆને લાવે. રણ૰ ૭૪
મેળો મહાભારથ થયો તે મંદીરમાં ન માયરે;
જગજીવનને જોવાનેતો જન તણા જીવ જાય. રણ૰ ૬૫
ત્યારે મહારાજે મનસુબો કીધો મંદીર મોટું કીજેરે;

ઉંચે આસન અમો બેશીને દરશન સહુને દીજે. રણું૦ ૬૬
ત્રાંબેકરને વ્રત કહ્યું તે ક્ષણું ન લાગીવારરે,
ડાકોર મધ્યે દોડી આવ્યો પુનાનો રેહેનાર. રણું૦ ૬૭
આવીને અલબેલા કેરૂં આરંભ્યું મંદીરરે હો,
શલાટ શારા શોધી કેહેછે વેગે કરજો વીર. રણું૦ ૬૮
કામ કરંતાં કસર ન કરશો પૈસો પુરો પાડુંરે હો.
ધન્યનો ધરણીધરનું સરવે સ્થાન મુશતક ગાડું. રણું૦ ૬૯
પાયામાંતો પથર પુર્યા સીસું ઢાળ્યું સારરે હો,
મોહનજીનું મંદીર કીધું શોભાનો નહી પાર. રણું૦ ૭૦
માહારાજાનું મંદીર કીધું ત્રીજે વરસે તઇઆરરે. હો,
પ્રભુજીને પધરાવા તણો કીધો છે નીરધાર. રણું૦ ૭૧
સર્વે મળીને શાંમળીઆની પાસે આવ્યા પ્રીતેરે. હો૦
મહુરત જોવા મોટા જોશિ તેડાવ્યા રંગ રીતે. રણું૦ ૭૨
મહુરત જોઇને જોશી કેહેછે મંદીરમાં પધરાવોરે. હો૦
મોટું મહુરત આજ દહાડો ફરી ન આવે આવો. ર૦ ૭૩
અલબેલાને ઊચકે પણ ખસે નહિ તલમાત્રરે. હો૦
વીચારી સહુ વીસમે પાંમ્યા ગળીયાં સહુનાં ગાત્ર. રણું૦ ૭૪
શું થાશે શામળિયા મોટું મંદિર મિથ્યા થાશેરે હો,
ત્રાંબેકર કહે ટેક રાખજો લજ્યા મારી જાશે. રણું૦ ૭૫
પુન્યદાન બહુપેરે કીધાં પાતળિયો પધરાવારે. હો૦
તોયે પણ મોહન ન માને મોટે મંદીર જાવા. રણું૦ ૭૬
સાંજ પડીને શહુકો થાકયા કાંઈ ન સુજે વાતરે હો,
અલબેલાને એમ ગમ્યું કહી હેઠા પડિઆ હાથ. રણું૦ ૭૭

પ્રભુએ પેરયો પુરવાશી કોઇ બોલ્યો આવી વાતરે હો૦
જુગજીવનને જોઇયે ભાઇયો બોડાણાની જાત. રણ૦ ૭૮
તેના કુળમાં કોઇ હોયતો અલબેલોજી ઉઠેરે. હો૦
ખોળ કરીને ખબર મંગાવો તો ત્રીકમજી ત્રૂઠે. રણ૦ ૭૯
શોધ્ય કરીને શોધી કહાડયો કુળ મધ્યેથી કોઇરે હો૦
જોતામાં જુગજીવન કેરૂ મન રહ્યુંછે મોહી. રણ૦ ૮૦
અલબેલાને અંગે અડકયા શંગે સઘળો સાથરે હો,
અંત્રીક્ષ ઉઠયા અલબેલો તે કોઈ ન જાણે વાત. રણ૦ ૮૧
પ્રીત કરી પાતળિયો લેઈને મોટે મંદીર ચાલ્યારે હો૦
સીંઘાસન ઉપર સાંમળીયો હરજી હેતે માલ્યા. રણ૦ ૮૨
સંવત અઢાર અઠાવીસેં પ્રીત કરી પધાર્યારે હો,
સહુને સૂખ આપ્યું શામળિયે અંગે રંગ વધાર્યા રણ૦ ૮૩
બોડાણાનુ બર્દ જણાવા વંશ ખોળાવ્યો વાલેરે હો૦
ત્રાંબેકર તેને તેડીને સરપાવ સારા આલે. રણ૦ ૮૪
ડાકોર કીધું દ્વારકાં તે ત્રીકમજી તતકાળરે હો૦
લવલવ માની લેખે ગણજો તમો પીતા હું બાળ. રણ૦ ૮૫
સીંઘાશનની શોભા સારી આરસનું મહી કામરે હો૦
મધ્યે મોહન તમો બીરાજો જોવા સરખું ધામ. રણ૦ ૮૬
ચરણકમળનુ ચીતવન કરતાં ચીંત્યા ચીતા ઓલાયરે હો૦
નેપુર ઝાંઝર ઘુઘરીઓ અલબેલા લેવું બલાય. રણ૦ ૮૭
પીતાંબર પીળુંછે તેની કશબનીછે કોરરે હો૦
જડીત્ર કંદોરો જોડે શોભે ઘુઘરાનો ઘનઘોર. રણ૦ ૮૮
કશબી વાધો કનક શરોખો પટકો પીળો શોભેરે હો૦
સેર કશબની છેડા ઉપર અલબેલાને ઓપે. રણ૦ ૮૯

ચારે હાથે ચત્રૂભુજને કડાંચુનીઓવાળાંરે હો૦
શાંકળી સંગે સારી શોભે બાજુબંધ નખરાળાં રણ૦ ૯૦
આંગળીએ અંગુઠી ઉજવળ વેઢ અને વળા વીંટીરે હો૦
પહોંચી સાંકળાં પાતળિયાને મુખમાં મોરલી મીઠી રણ૦ ૯૧
મોતી માળા ત્રણ ત્રેવડી અલબેલાને ઓપેરે, હો૦
મોહનમાળા મોટી માંહે ચરણે જઈને ચોપે. રણ૦ ૯૨
સોનાની શાકળીયો દોરો ઢુગઢુગીયો ગાંહી જળકેરે હો૦
શંખ ગદા પદ્મને ચક્ર ચારે હાથે ચળકે. રણ૦ ૯૩
ગળુબંધ ગળામાં શોહીયે કાને કુંડળ મોતીરે હો૦
જડાવનુ તીલક જદુવરને અખંડ ઝોત ઉદોતિ રણ૦ ૯૪
મુગટ મનોહર માહારાજાનો જુગમાં ન મળે જોડો હો૦
મધ્યે ચુનીયો ચળકે ઝાઝી કલંકીનો તોરો, રણ૦ ૯૫
અદભુતરૂપ અકલમાંનાવે એક રશનાશું ભાંખુરે હો૦
અપાર એનો પાર નથી હુ કેમ કરીને જાંખુ રણ૦ ૯૬
જેને જેવો જોઇયે તેને તેવો અલબેલોરે હો૦
ગવાય તમ ગુણ એના ગાજે રમ્યે મુળગો મેલો રણ ૯૭
ધન બોડાણા ધીરજ તારી બળવંતને તેં બાંધ્યોરે હો૦
જોગી મુનીને જેછે દુર્લભ તે પ્રભુ તુજને લાધ્યો. રણ ૯૮
ઠાશરામાં ઠીક નિકળ્યો પ્રગણામાં પ્રીતેરે હો૦
દુનિઆંમાં તેં ડંકો કીધો ડાકોર રહે રંગ રીતે. રણ૦ ૯૯
ચાર જુગમાં જાણ થયો તુ બોડાણો બલીહારીરે હો૦
તન મન ધન તેં ત્રીકમ ઉપર શરવે નાંખ્યું વારી. રણ૦ ૧૦૦
અલબેલાને અરજ અમારી એકાંત્યે તમે કહેજોરે હો૦

અવગુણનોતો આંક નથી તમો શાંમળીયાજી શેહેજો. ર૦ ૧૦૧
જો મોહન મનમાં જાણોતો જુગમાં ન મળે જોડરે હો૦
ત્રાહ ત્રાહ શરણાગત રાખો રંગીલા રણછોડ રણ૦ ૧૦૨
જોજો અવગુણ જોશોતે પ્રભુ મુજમાં ભર્યા ભરપુરરે હો૦
આળ કરોતો ઉડી જાવુ જેમ આકડાનું તુર. રણ૦ ૧૦૩
શાંમળિયા તમો શાંમુ જુવો શનેહ ધરીને શાંમરે હો૦
મન ફેરવો મોહનજી મારૂં શેજે થાએ કામ. રણ૦ ૧૦૪
ચરણકમળમાં ચીતડું મારૂ તાણીને તમો રાખોરે હો૦
ધણી થઇ ગીરધારી મુજને તરછોડા ના નાખો. રણ૦ ૧૦૫
બેઊ કર જોડી ચરણે લાગુ, સોસો કરૂ શલામરે હો.
રણછોડને તમો રાખો રશીયા ખાંના જાત ગુલાંપ્ર.રણ૦૧૦૬
રાય રણછોડનો ગરબો જે કોઈ ગાશે પુરણ પ્રીતેરે હો,
તે ઉપર રીજે રંગીલો રશબશ થઇ રંગ રીતે. રણ૦૧૦૭
શહુ મળીને સાંભળજો ભાઇ કહુછુ વારંમવારરે હો,
ભુલ્યુ ચુકયુ માફ્ કરજો કરતાછે કીરતાર. રણ૦ ૧૦૮
સંવત અઢારને અગનોતેરો આઠમ આશોમાસરે હો,
ક્રશ્ન પક્ષને રવીવારરે ગુણગાયછે રણછોડદાસ. રણ૦ ૧૦૯

---

## નરસિંહજી માહારાજનો ગરબો રાગ ઉપરનો.

ગણપતી શરસ્વતીને શમરૂ બેરહુકર જોડરે હો,
નરસિંહજીનો ગરબો ગાતાં કોઈમાં કેશો ખોડ.નરહરીલટકાળા
ધણી મેહેર કરો માહારાજ ગુણ નીધી છોગાળા. ટેક૦ ૧
લારીપૂરે દરવાજે જાતાં જમણા હાથની ઓળરે હો,

રાજ રાજેસ્વર શીવજીના શાંમી નરસિંહજીની પોળ. નર૦૨
શેહેર તણી તેશી કહુ શોભા વર્ણવસેછે અઢારરે હો,
નરસિંહજીના રાજમાં કોઇને દુઃખ નહી તલભાર. નર૦ ૩
ડોશીવાણીયા નાણાવટીને ગાંધી શરૈયા શારરે હો,
બેઉ ઓળમાં બહુછે વસ્તી ચુડગરને કંશાર. નરહરી૦ ૪
પૂર્વ દીશાએ અષ્ટભુજાને ઉત્તર બહુચર ગાજેરે હો,
પશ્ચિમમાં તો પીર વશેછે દક્ષિણ હનુમંત બીરાજે. નર૦૫
ચાર દીશાએ જબરી ચોકી બીજા દેવ અપારરે હો,
શેહેર વચ્ચે નરસિંહજી ગાજે શો શત્રુનો ભારરે. નરહરી.૬
સિંઘાશંન આશન ઉપર અલબેલો બીરાજેરે હો,
મંદીરનો તેશી કહું શોભા નિત્ય ચોઘડીયાં વાજે. નરહરી. ૭
પિતાંબર જરકશીના વાગા પાઘ કલંકી પટકોરે હો,
મોરમુગટને કાંને કુંડળ જોઇ ચિતમાં લાગે ચટકો. નર૦૮
હીમહીરાને માંણક મોતી શોભાનો નહી પારરે હો,
આભુષણની શોભા દેખી મંન કરે વિચાર. નરહરી. ૯
નીતનીત શોભા નૌતમ દીસે જોતાં પોહોચે આશરે હો,
જમણે હાથે જોત દીવાની અખંડ બારેમાશ. નરહરી. ૧૦
નરસિંહજીની નીતી કહીયે ત્રણ લોકથી ઝાઝીરે હો,
ઘીનાં ટાંકાં ઘેર ભર્યાં પણ નરસિંહ લોટ પરરાજી. નર૦૧૧
શમે આરતી શોભે કેવી આનંદ સરખુ થાયરે હો,
ઘંટને ઘડીયાળો વાગે ગ્યાન ગુણીજન ગાય. નરહરી. ૧૨
દશરાને દીવશે વાલો અંબાડીમાં બીરાજેરે હો,
અઇરાવતની શોભા દેખી કામ કોટીક તો લાજે. નર૦૧૩
આઠમ ચઉદશ દીવાળીયે આનંદ ઓછવ થાયરે હો,

શ્રાવણ માસની શું કહું સોભા એ નવ વરણી જાય.નર૦૧૪
શ્રાવણ વદી ત્રીજને દાહાડે કાજળીનો મહીમાયરે હો,
પાછલી રાતે હીંડોળાના ગુધરા છુટી જાય. નરહરી. ૧૫
કારતક માસની શોભા કહીએ પ્રભુનું લગનજ થાયરે હો,
શુદ ચઉદશની દીવીયો જોનાં ગાત્ર નરમ થઈ જાય.નર૦૧૬
ચઉદશની તો દીવિયોને પુનમનો વરઘોડોરે હો,
તુળશી વાડિયે દરશન કરવા શજન સહુકો દોડો. નર૦૧૭
ચારે પાસે ચમર ઢળેને બહુ બોલે છડીદારરે હો,
ખમા ખમા સહુ મુખથી કેહેછે શોભાનો નહી પાર.નર૦૧૮
ઇંદ્રાદીકને નારદ શરવે અંત્રીક્ષ જોવા આવેરે હો,
ધંન ભાણા ભાઈ ભાગ્ય તારૂં નિત્યે લાડલડાવે. નર૦ ૧૯
ધંનતાત ધંન માતા મારી ધંન તારો અવતારરે હો,
નિત્ય પ્રભુને લાડલડાવે ભાગ્ય તણો નહી પાર. નરહરી. ૨૦
પરણાવિને પાછા વલ્યા ને આવ્યા રાજ અવાસરે હો,
તરેહ તરેહની આતશ બાજી ઉડે પ્રભુની પાસ. નર૦ ૨૧
ત્યાંથી પ્રભુ આગળ પધાર્યા આવ્યા મંદીર મોંજારરે હો,
દેવ સર્વે વિમાંને બેશી કરે પુસ્પ વરષ્ટી અપાર. નર૦ ૨૨
મંદીર સાંમો શોભા કેવી દીક માળની શોભેરે હો,
પોળ મધે મદન મોહનજી જોઇ દરશનને મન લોભે નર૦૨૩
દયા કરીને દરશન દેજો અંગમાં ઉલટ આંણીરે હો,
કસ્ટ મારાં સહુ કાપી નાખો દાસ પોતાનો જાંણી. નર૦૨૪
રંક ઉપર તો રીશ ન કરવી મેહેર કરો માહારાજરે હો,
ગાંડો ઘેલો દાસ તમારો બાંય ગ્રહાનિ લાજ. નરહરી. ૨૫
નરસિંહજીનો ગરબો ગાયો શુણજો સહુ નરનારરે હો,

બેઉ કરજોડિ શીવલાલ કેહે પ્રભુ ઊતારો ભવપાર. ન૨૦૨૬

## બહુચરાજીનો ગરબો.

સરસ્વતિ માતને વિનવું કરજોડિ કહુંછું હાંહાંરે કરજોડી.
મેહેર કરો મુજ દાસને તમ શરણે રહુંછું, હાંહાંરે તમ.
શેહેર તેવીરજ ક્ષેત્રની શોભાછે સારો, હાંહાંરે.
વરણ અઢાર વાસો વસે વસ્તી છે ભારી; હાંહારે. ૨
ધર્મરાજ ગાયકવાડનું લાગેછે સારૂં, હાંહાંરે.
સહુ વસે સુખ ચેનમાં જોઇ મન હસે મારૂં. હાંહાંરે. ૩
ઇનસાફ કરે એક રીતથી નહીં વાલો વેરિ, હાંહાંરે
બ્રાહ્મણ સઉ આશીશ દીયે ફરે શેરી શેરી. હાંહાંરે ૪
સહુને સુખ આ રાજમાં છે સોસો ઘણેરૂં, હાંહાંરે.
પ્રભુ અખંડ રાખ આ રાજને શુ કહું ઝાઝેરૂં, હાંહાંરે ૫
બ્રાહ્મણને બહુ પ્રેમથી દે દાન અતીસાં. હાંહાંરે.
શ્રાવણ અધીક માસમાં નવ કરવા દે હિસા*, હાંહાંરે૬
સદા વાસ એ રાજમાં પ્રભુ આપો હમને, હાંહાંરે.
દેશી રાજ ગમે ઘણું પ્રભુ શુ કહુ તમને, હાંહાંરે, ૭
શેહેરમાં સ્થાનક દેવનાં શોભા શી કહીએ; હાંહાંરે.
એક એકથી અતિ ઓપતાં જોઇ વીસમે થઇએ, હાંહાંરે૮
ચુંવાળથી બહુચર માવડી ત્યાં આવી રહ્યાંછે; હાંહાંરે.
સુખ આપે દુઃખ કાપીને સહુ કષ્ટ ગયાંછે, હાંહાંરે. ૯
શેહેર સમીપે સ્થાન છે માનુ ઉત્ર દશાએ, હાંહાંરે.

*શ્રાવણના અધિકમાસમાં મ્હલ્લારરાવ ગાયકવાડ હીંસા કરવા દેતા નહીં

દિવસના નવ વાગતાં બહુ શોભા થાયે, હાંહાંરે ૧૦
ધુપ દીપે થાય આરતિ સહુ દરશને આવે, હાંહાંરે.
ઘણા લોકને નીમ છે કંઈ આવે ભાવે. હાંહાંરે. ૧૧
બહુ લોકોને એમ છે દરસન નવ થાયે; હાંહાંરે;
તે દિવસ અપવાસ કરે તે અન્ન ન ખાયે, હાંહાંરે ૧૨
એવો નીમજ રાખીને જે દરસને આવે; હાહાંરે.
માજી ચીંતા રાખીને પુરે આશા ભાવે, હાંહાંરે ૧૩
શણુગાર માના શોભિતા રચના છે સારી, હાંહાંરે-
હીરા રત્ન ને હેમના માંહી ચુનિયો ભારી, હાહાંરે ૧૪
કંઠે એકાવળ આરોપિયો દિસંતો રૂડો, હાંહાંરે.
બાંહે બાજુબંધ બેરખા માંહી સોના ચુડો, હાંહાંરે ૧૫
હીરા રત્નનિ કાંગણી માંહી ચુનિયો ઝળકે, હાંહાંરે;
ખરા મોતીના ગળચવા માંહી લિલમ લળકે, હાંહાંરે.૧૬
કાંને કળાફુલ શોભિતાં નાકેછે વાળી, હાંહાંરે.
મોતિની બાંધી દામણી મહી મણિયો ભાળી હાહાં. ૧૭
આંગળીએ વેઢ વીંટિયો છલ્લે ઘુઘરી ઘમકે, હાંહાંરે.
પાયે તે કલ્લાં કાંબિયો તોડા ઝાંઝર ઝમકે હાંહાં, ૧૮
જગ મોતીનું કાપડું લેલાવટે ટીલડી ચોડી, હાંહાં,
પાંચ પટાનો ઘાઘરો સાડી કસબી ઓઢી; હાંહાં ૧૯
પાછળ બાંધ્યો ગોફણો મહી ઘુઘરી ઝાઝી, હાંહાં,
આયુધ્ધ શણગાર સરવે સજી ઉભાંછો માજી, હાંહાં, ૨૦
ઓતો બે ધીની બળે જોઇ રવી શોમ થોભે, હાંહાં,
તેજ જોઈ મઇયા તણું મારૂ મનડું લોભે, હાંહાં. ૨૧

તેજ ન મળે ત્રણુ લોકમાં રવી ઝાંખો થાયે, હાંહાં.
અકળસ્વરૂપ બિંબ પ્રકાશીયું બહુચરી માયે,હાંહાં. ૨૨
વીરક્ષેત્રમાં વાસો વસ્યાં સહુ સુણજો કાને; હાંહાં.
બહુ લાવે વધામણાં મસ માનતા માને; હાંહાં; ૨૩
દુઃખ કાપી સુખ આપોછો મા દિન દયાળી, હાંહાં,
વીરક્ષેત્રની રક્ષા કરો મા બહુચર બાલી, હાંહાં. ૨૪
શેવક પોત નો જાણિને મા રાખો પાસે, હાંહાં.
અરજ સાંભળી તેહની મા પુરજો આશે, હાંહાં. ૨૫
દિન શેવકની વિનતી રૂદિયામાં ધરજો, હાંહાં,
ભીડ પડે ત્યાં બહુચરી આવી સંકટ હરજો; હાંહાં.
ગરબો શિખી સાંભળી નિત પાઠે કરશે, હાંહાં. ૨૬
કોટીક પાપ પ્રલે થઈ તે સેજમાં તરશે, હાંહાં.
રણછોડ દાસનો વિનવે બેઉ કર જોડી, હાંહાં, ૨૭
સાય કરો મુજ દાસને બુદ્ધિછે થોડી હાંહાં;
ભુલ ચુક હોય માહરી તે માફ્જ કરજો; હાંહાં;
વિનતી સુણી આ દાસની તે કાંને ધરજો હાંહાં, ૨૯
વાસ તે વીરક્ષેત્રમાં પરા‡રાવમાં રહુછું હાંહાં,
રાત દિવસ મા રક્ષા કરો, કરજોડી કહુછું. હાંહાં ૩૦

---

## અંબાજીનો ગરબો.

(ગોરમાના ગરબાનો રાગ)

હુતો ગણપત લાગુ પાયકે ગઉગરબો આરાસુરી તણોરે લોલ;

‡ રાવપુરામાં.

આરાસુરમાં બેઠી માતકે મહિમા અતિઘણોરે લોલ ૧
માને પારે આવે લોકકે દુર બહુ દેશથીરે લોલ,
આવે બાળ જોબનને વર્ધકે અતિ ઘણે હેતથીરે લોલ, ૨
માજી દીવસમાં ત્રણ રૂપકે ધરે આના શોભતાંરે લોલ,
જોબન બાળ અને વૃધકે આયુધ ઓપતાંરે, લોલ. ૩
માને છત્ર સોનાનું છાજે કે, રત્નની જુલ્યછેરે લોલ,
ફરતી હિરાનીછે કોરકે છત્ર અમુલ્યછેરે લોલ. ૪
કેસરી ઉપર બેઠી માતકે સહુ આયુધ ધરારે લોલ.
કોટી સુરજ ઝાખા થાયકે લલાવટે આડકરીરે લોલ. ૫
માને સોભિના સણગારકે સોભા શી કહુરે લોલ,
માનો સેશ ન પામે પારકે હું તે શું લહુંરે લોલ. ૬
માને કંઠ એકાવળ હારકે સોભે અતિ ઘણોરે લોલ,
માને બાંહે બાજુબંધકે ચુડો સોના તણોરે લોલ. ૭
હિરા રત્નતણી કંગણીઓકે ચુનાયો મહિ અતીઘણીરે લોલ,
સાચા મોતિના ગળુબંધકે મધ્યેછે મણીરે લોલ. ૮
માને કાને કણાફુલકે નાકે વાળિ સોભતિરે લોલ,
માનો સેંથો પુર્યો અનુપકે દામણિ ઓપતીરે લોલ. ૯
માને દશે આંગળીએ વેઢકે ઘુઘરી ઘમઘમેરે લોલ,
માને કલ્લાં કાંબી તોડાકે ઝાંઝર ઝમઝમેરે લોલ. ૧૦
માને ચણીઓ ચોળિને ચીરકે ઓઢી સુંદરિરે લોલ,
માના ચોક વચે સહુ નારકે ફરે બહુ ફુદડિરે લોલ. ૧૧
માને ધીનિ બળેછે જોતકે જોઇ રવિ થોભિયોરે લોલ,
માનુ તેજ જોઇ મન માહેકે હું તો લોભિયોરે લોલ. ૧૨
માના દરશણથી દુખ જાયકે પાપ સહુ બળેરે લોલ,

શું કહું મંડપની સોભાયકે મુખથી અગિઝરેરે લોલ.૧૩
માને માન સરોવર સારકે માંહિ અમૃત ભર્યુરે લોલ,
તેહેમાં જે કોઇ જઇને નાહેકે તેહેનું કામ સર્યુંરે લોલ.૧૪
શું કહું સ્થાનકની સોભાયકે કામ મીનાતણુંરે લોલ,
માનો પુનમે સંગ ભરાયકે શું વરણુવ કરૂંરે લોલ. ૧૫
ફરતી બંગલા ને બેઠકોકે અતિ ઘણી ઓપતીરે લોલ,
માને સનમુખ છે એક વાવકે સુંદિર સોભતીરે લોલ. ૧૬
ત્યાંથી ચાલ્યા ઉત્તર માંહ્કે સુંદીર બાગછેરે લોલ,
શું કહું આરા સુરની સોભાયકે રચના અથાકછેરે લોલ. ૧૭
માને સુરીજન મુનીજન સેવેકે બ્રહ્મા ધ્યાન ધરેરે લોલ,
માને નીશદીન સનમુખ ઉભાકે શ્તુની કરેરે લોલ. ૧૮
માનો ગરબો જે કોઇ ગાયકે નીત્ય પાઠે કરેરે લોલ,
કોટીક પાપ પ્રલે થાયકે તે સેહેજે તરેરે લોલ. ૧૯
માજી સેવક જાણી તારોકે કરૂણા કીજીએરે લોલ,
માજી દીન સેવકની વિનતીકે ઉરમાં લીજીએરે લોલ.૨૦
માજી ગુણ ગાવાનીશ દીનકે બુદ્ધી આપજોરે લોલ,
શુણો રણછોડલાલની વિનતીકે શરણે રાખજોરે લોલ. ૨૧

---

## સીતાનો કાંચળીનો ગરબો.

પરમેસ્વરીને પાએ પડી હોબહુચરી કહું કળીજુગનાં કર્મ. એરાગ.
કૈકે ક્રોધમાં બોલીયાં હો બહુચરી, રામ લક્ષમણ વન જાય;
પેહેલું તે વન રામે મેલીયું હો બહુચરી, બીજે તે વન ચાલ્યાંજાય
ત્રીજે તે વન મઢો વાળીયાં હો બહુચરી, સીતાએ રોપ્યા વૃક્ષ;

આમ્રરોનેડમરો રોપીયો હો બહુચરી રોપ્યાછે દાડમ દ્રાક્ષ. ૨
રાજા રાવણુનો મરગલો હો બહુચરી, વનફળ ચરી ચરી જાય;
ચરતાં સિતાએ ભાળીયો હો બહુચરી, કાંચલડી સીવડાય. ૩
શાત્ર સોનાનો કંચવો હો બહુચરી, ચામડામે સે સાર;
નહી કાકાના કટગમાં હો બહુચરી, નહી મામાને મોસાળ. ૪
નહી મધ્યરમાં બંધવો હો બહુચરી, કોને ચડાવું પહાડ;
સીતા મહીયેરનાં પાતળાં હો બહુચરી, કોણ લડાવે લાડ. ૫
સીતાના બોલ રામે સાંભળ્યા હો બહુચરી, ધનુષ્ય લીધું હાથ,
પેહેલું તે બાણ રામે ફેંકીયુહોબહુચરી જઇ પડયું દરિયાસાથ.
બીજેતે બાણ મ્રગ મારીયો હોબહુચરી ધાજો હો લક્ષ્મણવીર;
સીતા કહે જાઓ.દીયેર હો બહુચરી, હણાયા તમારા વીર. ૭
ઘેલી સીતા ના ઘેલું બોલીયે હો બહુચરી. રામ હણ્યા કેમ જાય,
આંખો આપીછે શ્રી રામની હોબહુચરી, લક્ષ્મણ વાંસે ધાય. ૮
રાવણ આવ્યો જોગીવેશથીહો બહુચરી. ભીક્ષા દો સીતામાય;
આંખો આપીછે શ્રીરામની હોબહુચરી. ભીક્ષા આપી નવ જાય.૯
એક પગ મૂકો આણ માંહે હોબહુચરી, બીજો તે આણ્યો બાહાર
ખાંધે કરીને રાવણ ચાલિયો હો બહુચરી. હરીછે સીતા નાર. ૧૦
મ્રગ મારીને રામ ચાલિયા હોબહુચરી, નાખ્યો મઢીની બાહાર;
સુનાં મંદીર દીસે માળિયાં હોબહુચરી, ક્યાં ગઈ સિતા નાર. ૧૧
રામ રૂવેને લક્ષ્મણ રીઝવે હોબહુચરી ઘેહેલા ના રોશો રામ;
સિતા સરીખી પરણાવીશું હો બહુચરી. સિતા ધરાવીશું નામ.૧૨
જળજળ કમળ ના નીપજે હો બહુચરી, ચંનચંન અગર ના હોય
ઘેરઘેર સિતા ના નિપજે હો બહુચરી, બંધવ વિચારી જોય.૧૩

રામે તે પાન બે ડાં ફેરવ્યાં હો બહુચરી, દોઇછે બળીયો જોધ;
ખાડું જીતે હનુવો જતી હો બહુચરી, લાવુ સિતાનીશોધ. ૧૪
ઠામ થકી ઉપડયો ચેકડે હોબહુચરી, ગયો લંકાં મોઝાર;
જોયાં ચોરાશી ચૌટડાં હોબહુચરી, જોઈતે બાવન બજાર. ૧૫
જોયાં મંદીર જોયાં માળીયાં હો બહુચરી જોયું રાવણનું રાજ
કંઈ સિતા દીઠાં નહીં હો બહુચરી, ગયો પાણીયારીને ઘાટ.૧૬
બાઈ પાણીઆરી તને વીનવું હો બહુચરી કયાંછે સિતા માય;
અશોક વાડીને ઝાડવે હો બહુચરી, ત્યાં સે નવ તું જાય; ૧૭
ત્યાં થકી હનુમંત ચેકીયો હો બહુચરી આશો પાલવને દાર;
પડતી મેહેલી પવિત્રી હોબહુચરી લીધી તે સિતા નાર. ૧૮
મુંદ્રીકા મારા રામની હો બહુચરી ક્યાંથી લાવ્યો હનુમાન;
કોણે જોવા તને મોકલ્યો હો બહુચરી કોણે આલ્યાં એધાણ.૧૯
રામે તે જોવા મોકલ્યો હો બહુચરી લક્ષ્મણે આલ્યાં એધાંણ;
ભાળ લેવા હું આવીયો હો બહુચરી પંચવટીથી પ્રમાણ. ૨૦
તરશો તે હઇશ ભાઈ સાવજા હોબહુચરી, તાહાડાંતે નીરપીજા
ભુખ્યોતે હઇશ ભાઇ સાવજા હોબહુચરી પડયાંજ વનફળખાર.૨૧
ઝંઝોડેને ઝાટકે હો બહુચરી ખંખેરેને ખાય;
માળી તે આવ્યો માથાં ચુંથતાં હો બહુચરી રાવણ પાસેજાય.૨૨
રાવણ બળથી બોલાયો હોબહુચરી મારો બળીને બાણ,
મારજો લોઢે ને લાકડે હોબહુચરી મારજો એરણને ઘાણ.૨૩
કુંભકરણે બાથા ભીડીયા હોબહુચરી મારચું બળીને બાણ,
ઇંદ્રજીતે બાથા ભીડીયા હોબહુચરી કે હું વાળુ એનો ઘાણ.૨૪
નહીં મરૂ લોઢેને લાકડે હોબહુચરી નહીં મરૂ એરણને ઘાણ,

સાચુ તે બોલભાઇ સાવજા હોળકુચરી સેણે તજે તું પ્રાણ.૨૫
ખુધી લંકાંનાં ગોદડાં હોળકુચરી શેરઅધાણીનું તેલ,
મારે તે પુછડે બાંધજો હોળકુચરી અગ્ની તેમાં મેલ. ૨૬
મોહોત વાંદરનું તે થકી હોળકુચરી ચેતજે મનમાં જડ,
ત્યાં થકી ઉપડયો ઠેકડે હોળકુચરી જઇ બેઠો લંકાંગઢ. ૨૭
બાળાં ચોરાશી ચકુટડાં હોળકુચરી બાળાંછે બાવન બજાર.
રાખ્યાં વીભીષણ ખોલડાં હોળકુચરી આસો પાલવનુ ડાળ.૨૮
લંકા બળે અતુલ્યની હોળ કુચરી હનુમાનને હસવું થાય,
જુના તે ધઢને ગાંદરે હોળકુચરી નાગર નરશૈયો ગાય. ૨૯

## ગીરધારીની ગરબી.

( સખી આઇરે ઉમટ ધુમટ ધર આઈ એ રાગ. )
ગીરધારીરે વાત કહુંછું વાચારો, મુને મોહન આંખન મારો;
મુને જાતાંરે મારગડે સીદવારો, મારો પાલવડો નવ ધારો ટેક

### ઝુલ.

મુને રોકીને શું ઉભારોરે. જુઓ જુવે છે લોક હજારોરે.
આસો પડયો સ્વભાવ નઠારોરે, વનમાળીરે થાશે ઘણો ફટકારો;
મુને મોહન. ૧
પ્રભુ મારારે આમ ન કીજેવાટે, ઠીક રહિયે પોતાને ઘાટે.
નથી મળતીરે પ્રિત બજારે હાટે, કંઈ જોર જુલમને સાટે;

### ઝુલ.

નથી જાણુતા ધર્મ હમારોરે. અમો અબળા લાજનો ભારોરે,
નથી રાખતા કંઇ એક આરોરે, રસીયાજીરે પ્રિત તણો પંથ ન્યારો,
મુને મોહન.૨
હજુ સાંખીરે રહીછું વાલમ વારૂ, હાવાં કહીસ કંઇક નઠારૂ,

નથી કે'તીરે હું સમજી શા સારૂં, મુને લાગેછે કાંઈ પ્યારૂં;

ઝુલ.

પછી જાસે ભાર તમારોરે, નહી વાંક હમારો લગારોરે.
એમાં લાભ નથી કંઇ સારોરે, અલબેલારે છાનામાના સધારો;
મુને મોહન. ૩

પાતળીયારે વાત કહું એક છાની, તમો સાચી લેજો માની,
મધ્ય રાતેરે મંદીરીયે પ્રભૂ આવો, સુખે લ્યો લાખેણો લહાવો.

ઝુલ

પછી રાખસોના કંઇ ઉધારોરે, મારા જોબન મદન ઉતારોરે,
મ રા તનના તાપ વીડારોરે, ગુણવંતારે છોટમદાસ તીહારો.
મુને મોહન આંખ ન મારો. ૪

## ગરબી બીજી રાગ ઉપરનો.

બલિહારીરે વીઠલનું મુખ ન્હાળી, મુને લાગી એ શું તાળી.
છબી જોઈનેરે શાંમ સુંન્દર લટકાળી. એની સુરત છેલ છોગાળી;
આજ મળીયોરે વાટે જતાં વનમાળી.મુનેવાંકો નજરે ભાળી. ટેક

ઝુલ.

મુને ત્યારનું તે કંઇ થાયેરે, મેં મુખડે નવ કહેવાયેરે.
મારો જીવ ઝકોળા ખાયેરે. કંઈ મહારીરે સુધ બુધ સરવે ટાળી.
મુને લાગી એ શું તાળી. ૧

અલબેલેરે વાળ્યો વાંકો અંબોડો, કાને કુંડળનોછે જોડો,
મનકાવીરે મુખડે હસતો થોડો, કરે આંખ તણો મચકોડો.

ઝુલ.

હીરૂ હંસ ગતી ઠકરાળીરે, હાથે વાંસલડીછે રસાળીરે,

તન કોમળને વર્ય બાળીરે, વસ્ય કરણીરે કીકી કામણગાળી;
મુને લાગીએ શું તાળી.૨
નથી એવોરે આજ લગી કોઇ દીઠો, મુને મોહન લાગે મીઠો,
મુને ઘરમાંરે ઘડી પલતો નથી ગમતું, મારૂં ચિતડું રેહેછે ભમતું.

ઝુલ.

વાગે રાત દીવસ ભણકારારે. વહે તાપ તણા ઝણકારારે,
મોહ બાણ તણા સણકારારે, કાળજડું રે કોરી ધરણી ઢાળી,
મુને લાગી એ શું તાળી. ૩
સખી મારીરે પાવલડે કંઈ લાગું, બેહુ કરજોડીને માગું,
મુને મેળવ્યરે એ રસીયો રૂપાળો, પ્રભૂ છોટમનો નંદલાલો;

ઝુલ.

મળુ મોહનને મન મે'લીરે, રમુ રાશ કરૂ રસ કેલીરે,
મ્હારી જોડી બને અલબેલીરે, તુને આપુરે માળા તે રત્નાળી;
મુને લ.ગી એ શું તાળી. ૪

## અંબાજીની ગરબી. ૩

( ગીરધારીરે વાત કહુંછુ વીચારો એ રાગની. )

અલબેલીરે આધ ભવાની માતા, આઇ અભયા વરની દાતા;
ઘટ ઘટમાંરે વ્યાપી રહી વીક્ષાતા, જનનીછો જતકની જાતા;

ઝુલ.

ભક્તોનાં શંકટ કાપોરે, મન વાંછીત ફળને આપોરે;
પોતાનો કરીને સ્થાપોરે, બરદાળીરે દાસને કર સુખ સાતા;
આઇ અભય વરની. ૧

માહાદેવીરે મુખ જોવા મન થાયે. દે દરશન વંદુ પાયેં,
છો અકળીતરે માહેશ્વરી મહંમાયે, બ્રહ્માદીકથી ન કળાયે. ૧

ઝુલ.

મા કરૂણા દ્રષ્ટી કરનેરે; બુડતાં બાવડી ધરનેરે;
દુઃખીયાનાં દુખડાં હરનેરે. ત્રિપુરાંબારે ગીરધારી ગુણગાતા;
આઈ અભયા વરની દાતા. ૨

## કાળકાની ગરબી ૪.

( રાગ ઉપરનો )

આરાસુરીરે અકળકળા ન કળાણી, મા પાવાઘડ પટરાણી;
તુજ સમાનરે ભૂતળ અવર ન જાણી, સાંભળ સનખલપુરરાણી;

ઝુલ.

દેદરશન દુઃખ પળાયેરે, નીરખતાં ભવ ભય જાયેરે;
મુખ જોતાં માહાસુખ થાયેરે, ત્રિપુરાયરે ત્રિગુણા વેદ વખાણી;
મા પાવાગ્રડ પટરાણી. ૧

ઉર ધરજોરે અંબા વીનતી મારી, હું માગું કરૂણા તારી.
તેં માયારે ત્રિભૂવનમાં વીસ્તારી, સચરાચર ત્રિશૂળા ધારી;

ઝુલ

આઘ આવ્યાં વિઘ્ન નીવારોરે, બગડેલાં કાર્ય સુધારોરે,
બુડંતો બેડો તારોરે, ઉગારોરે અંબા આનંદ આણી;
મા પાવાઘડ પટરાણી. ૨

સુણ્ય સામારે સુખ માગેછે શૃષ્ટી, તુ કર્યને કૃપાયા દ્રષ્ટી,
અખંડિતરે થાયે અમૃત વ્રષ્ટી, ભક્તોની ભાંગે કષ્ટી;

ઝુલ.

તેં કીધો પંડીત કાળીરે; પરમેશ્વરી પર્મ કૃપાળીરે.
કર પાંવન પાવાવાળીરે, માહાકાળીરે આપો નિર્મળ વાણી;
મા પાવાઘડ પટરાણી. ૩
સ્વેતાચળેરે નિવાસ ભોળી બાળ, આઈ આવ્યાં ચોક ચુંવાળ;
મેરાનોરે મરદ કર્યો તતકાળ સુખાંયો કીધો ભુપાળ.

ઝુલ.

માને માન સરોવરે નહાયરે, અડસઠ તીરથ ફળ થાયરે;
જમ કીંકરનો ભય જાયરે. ગુણ ગાયેરે ગારધર જોડી વાણી
મા પાવાગઢ પટરાણી. ૪

ગરબી પમી રાગ ઉપરનો.

તને જોઇને હું મોહી મોરલી વાળા ન કરો આંખના ચાળા;
નિત રમવાને આવો સેરીએ મારી. મુને ઘેલી કરી ગીરધારી
ચીત ચોરણુરે સ્યામ સુરતછે તારી. મુને વાગી કાળજે કટારી

ઝુલ.

હું તો ઘરનો ધંધો ચુકીરે, નીત જોવું ઝરૂખે ઝુકીરે;
તારા દરશનની ઘણી ભુખીરે, દીસો કાનુડારે કપટી કામણ
ગાળા. ના કરો આંખના ચાળા. ૧
કીધું ચેટકરે ચેન પડે નહી જરીએ. ઘડી ગોઠે નહી સા-
સરીએ; ચીત ભટકેરે જાઊં નીત મહિએરીએ,
પાછળ તમારી ફરીએ.

ઝુલ.

ના દેખું ઘડી એક પલરે, ન ભાવે અન્નકે જળરે;
એવું કામ કરેછે બલરે, ઉઠી અગન જરે અંગ વહેની

જ્વાળા; ના કરો આંખના ચાળા. ૨
મન મ્હોરૂપિરે નેણ તુમારાંસાલે. બળુ વગર અગનની જ્વાળે;
મને સુવુંરે ગમતું નથી સુખપાળે, જપું જાપ તમારામાળે.

ઝુલ.

નીત જોઉ તમારી વાટેરે, નથી ગળતા જુમનાં ઘાટેરે;
મારૂં કોમળ રૂદીયા ફાટેરે, એવું સુણીનેરે થયાં પ્રસન
શંકરના વાલા. ન કરો આંખના ચાળા. ૩

ગરબી ૬ ઠી.

( નરસિંહજી માહારાજની રાગ ઉપર પ્રમાણે. )

ધન નરસિંહજીરે છોતમે દીન દયાળ.નીત જપુ તમારીમાળ;
કરો કૃપાદ્રષ્ટિરે સૃષ્ટિમાં નામ તમારૂં. ધર્યું રૂપ પ્રલ્હાદનેસારૂ
એમ દયા કરી કામ કરો પ્રભુ મારૂં, કરજોડી સ્તુતિ ઉચારૂં

ઝુલ.

છે દેશો દેશમાં નાગરે, વસ્યા વડોદરે નીજ ઠામરે;
કરોછો ભક્તોનાં પુરણકામરે, કૃપા કરીનેરે છોડાવો મોહની
જાળ. નીત જપુ તમારી માળ. ૧
બળે ઝોતજરે અખંડ લીલા અપાર, ભર્યાં ઘીનાં ટાંકાં ચાર
કારતક સુદીરે ચઉદશે બહુ બાહાર, બેસે મંડળી હારોહાર.

ઝુલ.

ભલો ભરાયછે બજારરે, વેચે મેવા મીઠાઇ સારરે;
તેનો કેતાં ન આવે પારરે, સરવે મંડળીરે મંદીરનુંચીબાળે;
નીત જપુ તમારી માળ.
પ્રભુ પુનમેરે તુલસી વાડીએ જાય, દરસાલ લગનજ થાય;

ચઢે વરઘોડોરે શોભા વરણી ન જાય, ટેકરીએ[1] લોક ન માય.

**ઝુલ.**

પે'રી પાઘને ઓઢી સાલરે, શોભે તિલક કેસરી ભાળરે;
બેસી જાય છે સુખ પાળરે, રૂપ રસાળરે મનોહર મુરતી
બાળ. નીત જપુ તમારી માળ. ૩
મધરાતેરે આવે ધુમથી પરણી, વાગે વાજાં નીશાનને સરણી;
ધંન ધંનજરે વડોદરાની ધરણી, ગાય ગેબીનાથ ગુણ વરણી

**ઝુલ.**

ઘણી ઉડેછે આતસ બાજીરે, છુટેછે હવૈયો ઝાઝીરે;
સુખડાંથી થાયે પ્રભુ રાજીરે, કરજોડીરે કહે કીલાભાઈ ગો-
પાળ. નીત જપુ તમારી માળ. ૪

## ગરબી.

નહિરે મેરે બસકો, કનૈયા તુ નહિરે મેરે બસકો;
પડ્યો તોકું ઘર ઘરકો ચસકો, કનૈયા તુ નહિરે મેરે બ-
સકો; ટેક.
અપની ગરજકો બેલી તુ બલમા, વાલારે મારા લોભીન
પન રસકો; કનૈયા તુ નહિરે મેરે બસકો. ૧
સીર સટેકો પીવનો પ્રેમ રસ, વાલારે મારા બેલ નહી
હસકો. કનૈયા. ૨
દયા કો પ્રિતમ જ્યાકો સંગ કરે વાકું, કામ ન જગ જ-
શકો; કનૈયા તુ નહિરે મેરે બસકો; ૩

---

૧ તુળશીવાડાની ટેકરી.

જીરે ઝુલવાને આવો રાજ; ટેક,
શ્રી ચંદ્રભાગાજીના બાગમાં જીરે. ઝુલ;
ધારોછો તે વાત આજ લાગમાં જીરે; ઝુલ; ૧
મળ્યાં રાધિકાને ચંદ્રાવળી જીરે, ઝુલ;
મિસલત કરીએ બે એ હાં મળીજીરે. ઝુલ; ૨
ત્યાંતો વાટીકામાં હિંડોળો બંધાવીયે જીરે. ઝુલ;
માંહી પ્રાણજીવન પધરાવીયે જીરે. ઝુલ; ૩
ઘેગર ઘટા છે ઘણી વ્રક્ષની જીરે, ઝુલ;
નુન્યતા નથી એક પક્ષની જીરે, ઝુલ; ૪
લલિતાનાં વચન સુણી છેલડા જીરે. ઝુલ;
તતક્ષણ પધાર્યા અલબેલડોજીરે. ઝુલ; ૫
હીંદોળે બેઠાંછે બનો બેલડી જીરે, ઝુલ;
ઝુકી ઝુકી ઝુલાવે સાહેલડીજીરે, ઝુલ; ૬
ધાવિધનાં વાજીંત્ર વેણા વાયછેજીરે, ઝુલ,
નૌતમ નારી હિંદોળા ગાય છે જીરે, ઝુલ. ૭
રસ તણો સમુદ્ર લેરાં ખાયછે જીરે ઝુલ;
તેમાં દાસ દયો ઝીલી, ગુણ ગાયછે જીરે, ઝુલ. ૮

---

તરછોડી તજીયાં, ઓધારે અમને તરછોડી તજીયાં; ટેક;
ઘડી કેરોરે એને ગુણ ન આવ્યો, મોહને ફેડિ મરજિયાં
ઓધારે. ૧
જે અખિયાં અમો પ્રેમ ભરી જોતાં, તે અખીયાં થઇ નીરલજિયાં. ઓધારે. ૨
સાચી પ્રીત્યું હસો જાણી સ્યાગની. તે અવળી નીપજીયાં.

ઓધારે. ૩

કુબજા નારીનો સંગજ કીધો, તે શું જોડી પ્રિત્યું ઝાઝિયાં;

ઓધારે, ૪

લીલાધર સ્વામીને કેજો, હસ્ત જોડી અરજીયાં; ઓધારે.૫

## ચુંનડીની ગરબી.

રશીયાજી મુકો હમારી ચુંદડી.
જવાદો જીવણ જળ ભરવાં કાજજો;
સખી કહેશે વાર કયાં લાગી આવડી,
મોટી મોહન લોકડીઆંની લાજજો. રશીયાજી. ૧
ઘેરોછે મુજને જાણી એકલી.
પાછળ આવે સૈયરોનો સાથજો;
મનસુબો મનનો હું જાણી ગઇ,
એમ કરે નટવર નહીં આવે હાથજો. રશીયાજી.૨
દુરજન કંઇ કેહેશે મારા કંથને,
રશીયા તેને રીસ ઘણીછે મંનજો;
સાસુડી મુજને બહુ સંતાપશે,
નણદી મુજને કેહેસે કઠણ વચનજો. રશીયાજી. ૩
એવી તે વીદ્યા કોણે શીખવી,
નીત ઉઠીને આવડો શો ઉદમાતજો;
મોટ પણે મમતા કંઇ આવી નહી,
છેલ તમારી ના ગઈ છોકર વાદજો. રશીયાજી.૪
આઘા રહો અડશોમાં અલબેલડા,
આળા કરો તે શાખે બીજી નારજો;

સાણા થઇ વળગોછો શા કારણે.
હું નહી રાખુ તમારો ભારજો. રશીયાજી. ૫
ઘેર જઇ કહીસુ તમારી માતને,
મુજ સાથે ના બોલો વાંકુ વેણજો;
પાતળીયા પાલવ મુકો માહરો,
શિર ઉપર શા માટે નચાવો નેણજો. રશીયાજી. ૬
આજ પછી તમ સાથે બોલુ નહી,
ઢંગ તમારા જાણ્યા જાદવ રાયજો;
શું કરીએ સામળીયા સાચુ કહું,
તમ સાથે મુજ મનડું આતુર થાયજો. રશીયાજી. ૭
સ્વારથ તો સફળ થશે મન રીઝવે,
નવ જાણો કંઈ પ્રીત કર્યાની રીતજો;
શુ સમજે ચારો જાણે ગાવડી,
કઠણ ઘણીછે પરશું કરવી પ્રીતજો. રશીયાજી. ૮
મન વીના કોઇને ના બોલાવીએ,
માણસ માંહી જાય પોતાનો તોલજો;
આગળથી ચરચા જોઇએ તે તણી,
ત્યાર પછી ગમતાં કહીએ વેણજો. રશીયાજી. ૯
આતુરતા તમ કરતાં અમને ઘણી,
લાજ તજીને મુખડે ના કેહેવાયજો;
પ્રાણ ગયે પ્રીત કરી ના મુકીયે,
મારગ વચ્ચે રોકો તે શું થાયજો. રશીયાજી. ૧૦
વાલાજી વારૂં તે કરીયે માહરૂં,
કોણ વારની કહુંછુ જોડી હાથજો;

મારગડો મુકીને અલગા રહો,
કરજોડી વીનંતી કરૂં રઘુ રાયજો. રથીયાજી.૧૧

---

# ગરબીયો રાસ લીલાની.

## ગરબી ૧ લી.

ઠગમાં તે ઠરેરે જગમાં જે જન બોલે જુઠું. એ રાગ.
વનમાં લેઇ જૈરે, મુજને ભુલાવી કાનુડે. ટેક.
આંખ તણે અણસારે મુજને, સાંન કરી સમજાવી,
મેં જાણ્યું આજ રજની રમવા. હેત કરી બોલાવી.વનમાં.૧
મંદીરથી હું બહાર નિશરી, આવી એની પાસે;
કર ઝાલી મુજને લેઈ ચાલ્યો, જાણ્યું કંઈ લેઇ જાશે. વનમાં.૨
અઘોર વનમાં ઉભી રાખી, કહ્યું ખાવા કંઇ લાવું,
સાંમગ્રી બહુ ભાત ભાતની. જલદીથી લેઇ આવું.વનમાં.૩
એમ કહી આ મારગ ચાલ્યો, બોલી વેણ રસાવું;
વાટ જોતામાં રાત પડી ગઇ, ઉભી રસ્તો નીહાળું; વનમાં.
ઘન ગાજે ને ઘોર અંધારી, રાતે વીજલી ચમકે;
હું ગભરાણી કાંઇ નાસુજે, કાળજડું માહારૂં ફટકે; વનમાં.
દાદુર મોર બપૈયા બોલે. ઝરમર મેહુલો વરસે;
રણ વગડામાં હું એકલી, પીઉ વિના જીવ તરસે; વનમાં. ૬
વ્હેની જ્વાળા શરીરે વ્યાપી, તેથી થઇ હું ઘેલી;
એક દુઃખમા બાજું થયું બાઈ,વરસાદે કરી હેલી. વનમાં.૭
ચાર પહોર રાતે અથડાણી, ના રહી દુઃખની બાકી;
ભયારામના પ્રીતમ સારૂ, ફરી ફરી હું થાકી. વનમાં. ૮

## ગરબી ૨૭. રાગ ઉપરનો.

હું તો એકલીરે, મૂજને અઘોર વનમાં મે'લી; ટેક.
ઘભરાણી મારગ ના સુજે, અકળાયે જિવ જાશે;
અરે દૈવ તેં આ શું કીધું, પુંઠે વાતો થાશે. હું તો૦ ૧
વેરણ મારી માવડી, મુને પેહેલેથિ ના મારી;
ઉછેરિને મો'ટી કરી, ત્યારે સંગ થયો ગીરધારી. હું તો૦ ૨
ત્યારે મુજને વનમાં લાવ્યો, આ સુખને હું પામી;
કો'ની આગળ કરૂં વારતા, દુઃખની ના રહી ખામી. હું તો૦ ૩
શું કરૂ હવે કો'ની પાસે, જઇ વીસામો ખાવું;
રેણી નિરગમી રવિ પ્રગટ થાએ, મારગ ચાલી જાવું. હું તો; ૪
શું જાણે એ કંઇ ગયો, મુને વન વગડામાં મેલી,
મુજ સરખી રસ્તે મળી, કોઇ સુઘડ નાર અલબેલી; હું તો.૫
તે'ની વાંસે ગયો હશે, એ કપટી કુંજ વિહારી;
મઆરામનો પ્રિતમ પ્યારો, થઈ ગયો વિભિચારી; હું તો; ૬

## ગરબી ૩૭.

મુજને દગો કર્યોરે, પેલા નંદજીને છૈયે;
માત તાતનું કહ્યું ન માન્યું, ન કર્યું કોઈનુ વાર્યું;
અઘોર વનમાં તેડી લાવી, કર્યું પોતાનું ધાર્યું; મુજને; ૧
મારાથી છળભેદ કરીને, ક્યાં ગયો શું જાણું;
સંત દીવસ વનમાં આથડવું,ધીરજ કેઇ પેર આણું. મુજને. ૨
અરે વીશંભર આ શું કીધું, કેઈ નારે ભરમાવ્યો;
વહાલપણામાં વેર કરીને, ગયો તે પાછો નાવ્યો. મુજને; ૩
તેનો શોચ ઘણેરો મુજને, મનમાં સમજી રહીરે;

સુખ દુઃખ કરમે ભોગવવું તે કોની આગળ કહીએ, મુજને.૪
શાને કાજે વેરી થઈને, આત્રિજ માંય ભમાવી;
રસ્તે દુઃખ પામું ઘણું, એને દયા કાંઇ ના આવી; મુજને.૫
એવો નીરદય થઈ ગયો, એને શિખામણ કોણ આપે;
શોક સમુદ્રમાં હું પડી, મારૂ કાળજડું કાં કાપે. મુજને૦ ૬
હે પરમેશ્વર કહુંછું તુજને, મહારે તે શું કરવું;
અકળામણ આવે ઘણી, આ જીવ્યાથી ભલું મરવું. મુજને૦ ૭
એક વીચાર મનમાંય કરૂં, જઈ વંદ્રાવનની વાટે;
મયારામનો પ્રીતમ મળશે, જમુનાજીને ઘાટે. મુજને૦ ૮

## ગરબી ૪૬મી.

કાનો ક્યાં ગયોરે, અહીંયાં કોણ અમારૂં બેલી; ટેક.
બીક ઘણેરી લાગે મુજને, નીંદ્રા નાવે જરાયું;
ગિરીવરધારી કુંજ વિહારી, ચરણે એને લાગું. કાનો૦ ૧
શ્રી નારાયણ શ્રી પૂરસોત્તમ, વારે મારી ધાજો,
આ વનમાં અંધારી રાતે સહાય આવીને થાજો. કાનો૦ ૨
રૂદન કરતાં રવિ પ્રગટ થયોને, લાગી તાલા વેલી;
ઘેર જતાં ઘરનાં સૌ પુછે, ગઈતી કહાં એકલી. કાનો૦ ૩
કશુંબે રંગેલી નાહારી, સાડી ચરણાં ચોળી;
વરસાદે ભીંજાઈને આવી, કોણે રંગમાં રોળી. કાનો૦ ૪
તે સારૂં હું ઘેર જઉ ક્યમ, એકે દશા નવ સુજે;
કોની આગળ કરૂં વારતા, શરીર થરથર ધ્રુજે. કાનો૦ ૫
એવામાં એક નારી દીઠી, મહી વેચવાને જાતી;
ઉભી રહે બાઇ મારા સમ તુજને, હીંડેછે મદમાતી. કાનો૦ ૬
કરજોડી તુજને પૂછુછું, ખબર હોય તે કહેને;

નંદજીના કુંવરની સુને, ભાળ્ય બતાવી દેને. કાનો૦ ૭
હા બાઇ મે હમણાં દીઠોતો, કદમ ખંડીની પાસે;
મયારામનો પ્રિતમ તુજને જલદી ભેગો થાશે. કાનો૦ ૮

## ગરબી ૫ મી.

હુંતો ઘેલી થઇરે, પેલા કાનુડાની સંગે; ટેક.
સૈયર મારી શું કહું તુજને, દીલડાં કેરી વાત;
સાંન કરી મૂજને તેડી ગયો, મંદીરમાં મધરાત. હુંતો૦ ૧
શું જાણું એણે શું કીધું, શું મુજને ખવડાવ્યું;
શું ચેટક લગાડયું મુજને, તેમાં ચીત ભરમાવ્યું. હુંતો૦૨
તે દાહાડાનુ મનડું ફરક્યું, કયાં આગળ જઇ કહીયે;
અહર નીસાં સમરણ કરૂં એનુ, એ વિના કયમ રહીયે. હુંતો૦
પરથમથી સહુ વાતો કરતાં. છે કાનુડો કપટી;
મૂજને ભોળવી ભૂરકી નાખી, તેમાં ગઇ હું લપટી. હુંતો૦૪
નાત જાત મરજાદ તજીને, કોઇની બીક ન આણી;
કામ કાજ ઘરધંધો ભૂલી, લાલચમાં લોભાણી. હુંતો૦ ૫
એની મારી વાત સાંભળી, કોઇ દયા મન લાવો;
હરેક તારે એને સમજાવી, મંદીર તેડી લાવો. હુંતો૦ ૬
તો એની સંગે રમીને, દુઃખડાં મારાં વાંમુ;
ચેટક મારા ભવનું દુર થઇ, સુખ સાગરને પામું. હુંતો૦ ૭
તુજને મોકલું એ નહી આવે, એનો નહી વિશ્વાસ;
મયારામના પ્રિતમ વિના, હું ઘણી થઊ ઉદાશ. હુંતો૦ ૮

## ગરબી ૬ ઠી.

સૈયર શું કહુંરે, પેલા કાનુડા કપટીને; ટેક.
કાલ સવારે મંદીર આવી, મુજને બહુ ભરમાવી;

ધાતની વાતે ચટકો લાગ્યો, તરત ગયો રીસાવી. સૈયર૦ ૧
આતે હવે એને શું કહીયે, નથી કરતો મન તોલે,
જાણે પ્રિત વિસારી દીધી, મુને લીધી વણ મોલે. સૈયર૦ ૨
એ થયો એવી નથિ થાતિ, રાખું છું મરજાદ;
મારે અંતર સ્નેહ ભાવ છે. નથી છુટતો નાદ, સૈયર૦ ૩
મારે મન એ પ્રાણ અમારો, એને મન કંઇ નાવે;
પરનારીને મંદીર ભટકે, શાંને માન ધટાવે. સૈયર૦ ૪
કંથ પલંગે પોઢયા પછી હું, મધરાતે નિત જાતી;
મારગમાં કંઈ બીક ન આણું હું કહણુ કરંતી છાતી;
રંગ રમી હું એને રીઝવી, ભોર થયે ઘેર આવું;
આરસપરસ ઘરનાં સૌ જાણે, કેટલી વાત છુપાવું. સૈયર૦ ૬
સાસુ સસરો જેઠ જેઠાણી. સઉકો મુજને વારે
વૈવારં તમો બ્હાર ન જાશો, નણદી મેણાં મારે. સૈયર૦ ૭
કઠણ વચન મે સઉનાં સહીને, એ સંગે રહી મળતી;
મયારામના પ્રિતમની હું, ખુશામત નિત કરતી. સૈયર૦ ૮

### ગરબી ૭મી.

એને ના ધટેરે, મુજને કાનુડે તરછોડી; ટેક.
હે બાઇ તુજને વાત કહું તે, જોને મન વિચારી;
વિભિચારીનો સંગ કર્યાથી, થઇ ફજેતિ મારી. એને૦ ૧
જારે એને ગરજ હતી ત્યારે, વનમાં તેડી જાતો,
અહર નિસારંગ મારી સાથે, માણી સુખીયો થતો એને૦ ૨
સાત પાંચ દશબાર મળીને, એને કોઇ ભરમાવે.
તે સારૂ મારગમાં જાતાં, બોલું તો ના બોલાવે. એને૦ ૩
નગણા સાથે નેહ કદાપી. કોટી જન્મ ના કરીએ,

તરણાથી હળવાં થઇ જઈએ, લોકમાં લાજી મરીએ. એને૦ ૪
પેહેલેથી મા આડે ખાડે, કરે પોતાનું ફાવ્યું,
એવા સાથે પ્રિત કરીને, પાછળથી પસ્તાવું. એને૦ ૫
આવડું વેર તે સાને કાજે, ... મારી સાથે,
શો બિગાડ કર્યો મે એનો, કરે ફજેતી હાથે. એને૦ ૬
રીસે બળતિ તૂજને કહું બાઈ. કપટીને શું કહીએ,
ભૂખ તરસ આ વનમા વેઠી, નિત એ સંગે જઇએ. એને૦ ૭
તન મન ધન હું એને શોંપી, સરણે રહીછુ નારી,
મયારામના પ્રિતમ સાથે, સઘળી વાતે હારી. એને૦ ૮

## ગરબી ૮ મી.

મુજને દગો કરીરે, પેલો કયાં ગયો કાનુડો. ટેક.
પહેલેથી મુજને હેત દેખાડી. કપટે કરતો વાતો,
મૂજ સરખી અલબેલી મુકી. પર મંદીરમાં જાતો. મુજને૦ ૧
આડુ અવળું ઘણુય હેરૂં. કંઈ નથી ફાવતો લાગ,
ત્હારા સમજો દેખું વાટમાં, ઊતારી લેઊં પાગ. મુજને૦ ૨
શી એમાં એની તે શોભા. નથી કરતો વીચાર,
દૂરિજન વ્રિજના લોક જાણશે, હાંસી કરશે વ્રિજનાર. મુજને૦ ૩
જ્યારે મારે મંદીર આવે, કરજોડી રહું ઉભી,
કેઇ શોક્યે એને ભરમાવ્યો, સા વાંકે મૂને દૂભી. મુજને૦ ૪
એના મનનું હારદ સમજી. વળતો ઉતર આપુ,
શા માટે ન ગણો થઇ બેઠો. મુજને૦ ૫
માટે જઈ કહેજે કાનાને, થઈ રેહેજે હુંશીયાર,
લોક લાજની ગરજ હોય તો. મળજે એકજવાર. મુજને૦ ૬
મારા મનમાં એવું આવે, એના ઉપર મરીએ,

નહિ તો જોગ ધારણ કરીને. વંદ્રાવનમાં ફરીએ. મુજને૦ ૭
બ્હેની મારી વાત સાંભળી. કોઇ દયા મન લાવો,
હરેક લહરે એને સમજાવી, મંદીરમાં તેડી લાવો. મુજને૦ ૮
એને શીખામણ દેઈ સમજાવે, તેની થઇ રહું દાસી,
મીયારામના પ્રિતમની આ, વ્રિજમાં થાશે હાંસી. મુજને૦ ૯

## ગરબી ૯ મી.

વાલો ક્યાં ગયોરે, મારો શુગડ સનેહી. ટેક.
ચાર ઘડી પહેલો અહીં આવી, મુજને દેખા દીધી,
કેઈ ઠગણી એને લેઇને, આ રસ્તે ગઇ સીધી. વાલો૦ ૧
મારી નજરે એતો ચાલ્યો, વંદ્રાવનની વાટે,
હું પણ એની પુંઠળ ગઇતી, જૂમનાંજીને ઘાટે. વાલો૦ ૨
બંશી ભટના ચોકમાં જોયું, જોયું કુંજ ગલનમાં,
મે એને નજરે ના દીઠો, પાછી આવી ઘરમાં. વાલો૦ ૩
બાળપણાની પ્રિત એ સાથે, શી રીતે રહું અળગી,
તન મન ધન એને સોંપ્યુંછે, તેથી રહી હું વળગી. વાલો૪૦
ચંદ્ર ભાગા ચંદ્રાવળી તમને, વાત કહું સાંભળજો,
લલિતાને જઈ એટલું કહેજો, જઇ કાનાને મળજો. વાલો૦૫
જે રીતે સમજે તે રીતે, સમજાવીને લાવો,
તાહારો ગુણ હું નહિ વિશરૂં, ઝટપટ વહેલાં આવો.વાલો૦૬
એટલું કેહેતાં નહિ આવે તો, શુંછે એનું કામ,
જાતે જઇ કર ઝાલી લાવું, વળતી મારે ધામ. વાલો૦ ૭
શું કરૂ વચને બંધાણી, મારે એની આશ,
મયારામના પ્રિતમની હું, વણ મુલે લીધી દાસ. વાલો૦ ૮

## ગરબી ૧૦ મી.

રાધકાજી વંદ્રાવનમાં શ્રી કૃષ્ણને શોધેછે તેવામાં
એક સખી મળી તે કેહેછે. )

તુ ક્યાં ભૂલી પડીરે, ચાલ હું બતલાવું કાનુડો. ટેક.
તુ આબળા નિરબળ થઇ બેઠી, શોકા તુર શા માટે,
પ્રિત કરી તો કરી જાણ્યે. રાખીયે શીર સાટે. તુક્યાં૦ ૧
પહેલેથી વીચાર ન કીધો, પાછળથી પસ્તાવું,
શું સુખ લેવા આવી વનમાં. હાથે આપ ગમાવ્યું. તુક્યાં૦ ૨
એવી કેવી પ્રિત કરી તે. રસ્તે મુકી ચાલ્યો,
તુજને તો તરછોડી નાખી. કેઇ સંગે જે મ્હાલ્યો. તુક્યાં૦ ૩
નગણા સાથે નેહ કર્યાથી, એવું ફળ તુ પામી,
લોકીકમાં હશારત તારૂં, શીર બેઠી બદલામી. તુક્યાં૦ ૪
માટે નાદ છોડી ઘેર જાને. એમાં નથિ કંઇ સારૂં,
કાનુડાનો સંગ કર્યાથી. માન ઘટે બાઈ તારૂં. તુક્યાં૦ ૫
શીખામણ તુ માનજે મારી. કારજ તારૂં સરશે,
કાનુડાને ગરજ હશે તો, આવિ તુજને મળશે. તુક્યાં૦ ૬
તુ તો એની વાંશે ફરેછે, એને મન કંઇ નાવે,
લાજ મુકી આ વનમાં ફરવું, સૌને લોક હસાવે. તુક્યાં૦ ૭
કપટીનો વિશ્વાસ કરીને. તેંતો લીધો લ્હાવો;
મયારામના પ્રિતમ સાથે, અબળાનો શો દાવો. તુ ક્યાં. ૮

## ગરબી ૧૧ મી.

( રાધકાજી સખી પ્રતે કેહેછે )

બાઈ હું શું કહુંરે, મારો પ્રાણજીવણ કાનુડો; ટેક.

પેલા ભવની પ્રિત બંધાણી, આ જન્મે કયમ છુટે;
તન મન ધન મેં એને સોંપ્યું, હવે પ્રિત કયમ તુટે. બાઇ હું ૧
ચાર પોહોર નિંદ્રા નવ આવે, દીવશે અન્ન ન ભાવે;
ઘેલી થઇ વનમાંય ફરૂં, એ કપટી ચીત્ત ભમાવે, બાઈ૦ ૨
અંતરમાં વહાલો ઘણો બાઇ, મુખથી શું કેહેવાય;
એક ઘડી દીઠા વિન મુજને, કોટિ કલ્પ સમ થાય. બાઈ૦ ૩
ઘરનાં મુજને નિત્યે વારે, તેંનુ કહ્યું નથિ કરતી;
અઘોર વનમાં જાતે એકલી, વાંસે વાંસે ફરતી. બાઈ૦ ૪
એના પ્રેમ આગળ બીજાનો. પ્રેમ નથી મેં દીઠો;
માટે બાઈ તુને ઘણું કહું શું, પ્રેમ વચનથી મીઠો. બાઇ૦ ૫
એ મારો છે અંતર જામી, હું છું એની દાસી;
વિધાતાએ લેખ લખ્યાથી, પડી ગળામાં ફાંસી. બાઇ૦ ૬
તે હવે કયમ કાઢી નીસરે, કરીએ કોટિ ઉપાય;
પ્રેમ કટારી વાગી કાળજે, કાહાડયાથી જીવ જાય. બાઇ૦ ૭
તેંતો મુજને સારા માટે. શીખામણ કંઇ દીધી;
મયારામના પ્રિતમે મારિ, સૂદ્ધ બુદ્ધ હરિને લીધી, બાઈ૦ ૮

## ગરબો ૧૨ મો.

**(રાધકાજી શ્રીકૃષ્ણને શોધે છે ને રાશ લીલાનું સુખ સંભારે છે ને છેવટે રાધાનો કૃષ્ણને સમાગમ થાયછે**

વનમાં ભુલી પડીરે, પેલો ક્યાં ગયો કાનુડો. ટેક.
જરમર જરમર મેઉલો વરસે, પુરણ કરીછે એલી;
અઘોર વનમાં મુજને મે'લી, ત્યાં કોણ અમારૂ બેલી વનમાં. ૧
ગોકુલ ગામની ગોવાલણી, સૌ મહી વેચવાને ચાલી;
મારગ મળીયા માવજી, ત્યાં રોકી રાધે પ્યારી. વનમાં. ૨

મારગ મળીયા માવજી, મને રોવા સરખી કીધી;
માથાપરની મટૂકી મારી, હુલારીને લીધી. વનમાં૦ ૩
જસ્સોદાજી લાલ તમારો, આડા અવળી ચાલે;
સોળ સેહેસ્ત્ર ગોપિમાં કાનજી,એ મનમાને ત્યાં મા'લે. વનમાં૦ ૪
આગળ પાછળ મેહેલ તમારા, વચમાં અમારી મેડી;
અગાસીમાં અમેજ રમતાં, શાન કરી શીદ તેડી. વનમાં૫
મોર મૂગટ ને કાને કુંડળ, હરખે વાગે તાળી,
આગળ પાછળ ગોપી નાચે, મધ નાચે વનમાળી. વનમાં ૬
ભમરી ખાતાં ભૂધરજીએ, એવી માયા કીધી;
હરીતો અંતર ધ્યાન થયા. એક સખી શંગાતે લીધી. વનમાં ૭
પુરસોતમને પગલે પગલે, જોતી જોતી જાઉં;
નારાયણના દરશણ વિન હું આકુળ વ્યાકુળ થાઉં, વનમાં. ૮
જોતામાં એક અબળા દીઠી, તેને પુછી વાત,
રાધા કહે અભીમાન આવ્યું,તારે તજ્યો અમારો સાથ, વ૦ ૯
ઝાડે ઝાડે જોતી ચાલું, જઇને ઝાલું હાથ;
તમાલ જાણી ત્રીકમજીયે. પ્રેમે ભીડી બાથ. વનમાં. ૧૦
વંદ્રાવનની કુંજ ગલનમાં. મળીયાં રાધે પ્યારી,
મયારામના પ્રિતમ મળતાં, વેળા અમારી વારી વનમાં૦ ૧૧

## ગરબી ૧૩ મી.

### (રાધાને કૃષ્ણનો સમાગમ થયા પછી રાધા શ્રી કૃષ્ણને કેહે છે.

વાલમ ક્યાં ગયાતારે, સાચું બોલો મારા સમ. ટેક;
છેતરપંડી કરી મુજ સાથે, મેં અવગુણશો કીધો;

સાચું બોલો કુંજ વિહારી, કેઇ શંગે લહાવો લીધો. વાલમ૦ ૧
તમારે સ્નેહે બંધાણી, શીદ માયા ઉતારી;
મુજ સરખી અલબેલી મુકી, કોણ ગળી ધુતારી. વાલમ૦ ૨
હું ભરોંસો પુરણ રાખી, તમ સાથે લોભાણી;
આ વ્રિજનાં નરનારીમાં હું, ઘેરઘેર ગવાણી. વાલમ. ૩
વેણ વગાડી મોહ પમાડયાં, સરદપુનમની રાતે;
હેત દેખાડી વાલમ અમને, રાશ રમાડયાં ખાંતે. વાલમ૦ ૪
એવું સુખ આપી દુઃખ દીધું, શા માટે મોરારી;
હું અબળા નિરબળ થઇ કહું છું. કેમ દીધી વીસારી. વાલમ૦ ૫
વાટ તમારી જોતાં જીવણ, ચોદીશે જોઉ ન્યાળી;
બાર વન ચોવીશ ઉપવનમાં. દીઠા નહી વનમાલી વાલમ૦ ૬
જેવું હેત તમારૂં હઇયે, તેવું મારૂં જાણો;
હું દાશી વેચાણ તમારી, કાંઈ દયા મન આણો. વાલમ ૦ ૭
એમ કહી કંઠે કર નાખ્યો, શીદ કરોછો હાંસી;
મયારામના પ્રિતમની હું, થઇ રહીશું દાસી, વાલમ૦ ૮

**ગરબી ૧૪ મી.**

**( શ્રી કૃષ્ણ રાધકાનો હાથ ઝાલીને કહે છે ).**

તુ પ્રાણ થકી પ્યારી છું રે, કીરતીની કુમારી, ટેક;
સાચો પ્રેમ વનિતાનો જોઇ, પ્રગટ થયા ગીરધારી.
કર જાલી આતુર થઈ કહેછે, હરખે કુંજ વિહારી. તુ પ્રાણ ૧
ત્રેણ લોકને ચૌદ ભોવનમાં. તુજ શમાન નહી નારી;
તારા પ્રેમથી હું લોભાંણો, જોને મન વિચારી. તુ પ્રાણ. ૨
માટે તારેવશ થયોછું, તુજ વીના નવ ચાલે;
તારૂં મુખ દીઠા વિના, મુને શોક શરીર પરજાળે. તુ પ્રાણ. ૩

અહર નીશાં તુજને સંભારૂં. ક્ષણ જંપ નથી વળતો,
તારા રામ ખાઇને કહું છું, ચાગો હું નથી મળતો. તુ પ્રાણ૦૪
પુંઠે દુરીજન લોક વ્રિજના, નીંદ્યા કરે નરનારી,
તે સારૂં હું પ્રગટ પ્રિતડી, કરતો નથી વિસ્તારી. તુ પ્રાણ૦૫
તોપણ સઊકો વાત કરે છે, તેથી મન અનુરાગી,
કામ ક્રોધ લોભાદીક આદે, તેથી સદા હું ત્યાગી. તુ પ્રાણ૦૬
ત્હારી વાંશે વાંશે ફરૂં છું, નથી અળગો ક્ષણવાર,
માટે માનૂનિ ત્હારે વશ છું. તુ પ્રાણ તણો આધાર. તુ પ્રાણ૦૭
એવાં વચન સુણીને રીઝ્યાં, વ્રખુ ભાન દુલારી,
મયારામના પ્રિતમ સાથે, લોટ પોટ થઇ નારી. તુ પ્રાણ૦૮

---

## ગરબી ૧૫ મી રાગ ઉપરનો.

ગીરધર લાલજીરે, મારી ગાવડલી સંભારો. ટેક.
સાંજ પડે સંભારી લાવો, આડે રહી દોવડાવો.
દુધ ભાતમાં સાકર ભેળું, વાળું કરવા આવો. ગીર૦ ૧
વ્હાણાને પોર વહેલા ઉઠો, શેર વલોણું સાવા,
ગીઈ તાવણીમાં લોટ શેકાવું, ખાંડ ભેળીને ખાવા. ગીર૦ ૨
ઘરમાં નથી કોઇ નાનુ મોટું, કોઇની બીક ન ધરીયે,
એક રાત વાસો આવો તો, ઓલા ચાલી કરીયે. ગીર૦ ૩
ગોવાળીયાને ગર્વ શો છે, જે તેડે ત્યાં જઇએ,
નરસૈયાનો સ્વામી મળે તો, સૌ વાતે સુખીયાં થઇએ. ગીર૦૪

## ગરબો ૧૬ મી ઊંદરની રાગ ઉપરનો.

ઊંદર કેર કરેછેરે, દુઃખડાં કોને કેવા જઇયે,
અમને નિત્ય નડેછેરે, ઘરમાં કંગ કરીને રહીયે. ટેક૦

દર મધેથી દોડી આવે, બિછાંના પર બેસે,
ફુંકી ફુંકી ચાંચજ મારે, ના ખબર તેનીરેછે. ઊંદર૦ ૧
ચાર પ્હોરની રજની માંહે. એક ઘડી નવ જંપે,
નિદ્રામાંથી જાગું જબકી, તવ કાયા મારી કંપે. ઊંદર૦ ૨
પોથી પુસ્તક કાપી નાંખ્યાં, બાકી ન રાખ્યું એક,
ઝાલી ઝાલી થાકી ગયો, પણ પાર ન આવ્યોછેક. ઊંદર૦ ૩
ધોતી પોતાં કાપી ખાધી, દોરી કાપી આખી,
અબોટીયું અંગરખુ કાપ્યું, તેના સુરજ સાખી. ઊંદર૦ ૪
જળ પીવાનું બોટી ગયાને, તેલ ઢોળી દીધું,
બરણીમાં બાકી રહ્યું તે, સરવે મગાંને પીધું. ઊંદર૦ ૫
ચુંચું ચુંચું ચિસો પાડે. લિંડી ઝાઝી પાડે,
ઢંઢોળીને હાંકુ તારે, દોટચો ઝાઝી કાડે. ઊંદર૦ ૬
ગણપતિનિ ચોથ કહિયે, તે કરતાં નથી ચુકયા,
લશ લશતા લાડુ કરી, ઊંદર મામાને મુકયા. ઊંદર૦ ૭
દીવો જો બળતો રાખું તો, દીવટ તાણી જાય,
એમ કરતાં જો ઊંઘી ગયા તો, લંકાં જેવું થાય. ઊંદર૦ ૮
જે દીવસના ગામ ગયાતા, તે દીવસના ઘરમાં પડીયા,
કોઠી પેટી કાપી ખાધી, એ રીતે મુને નડીયા. ઊંદર૦ ૯
પાંજરાં મુકી મુકી થાક્યો, તોયે જાક્યા નવ ખુટે,
ખાવાનું ઉઘાડી નાખી, જાણે ગોળનું ગાડુ લુંટે. ઊંદર૦ ૧૦
એ પશુને શુ કરીએ, મુને રીસ ગઇછે વાપી,
માળા મારી ફેરવવાની, ગૌ મૂખિ સુધાં કાપી. ઊંદર૦ ૧૧
નિત નિત દુઃખડાં અમને દેછે, કયાં જઇયે ઘરમેલિ નાસી,
ભક્ત પિતાંબર એમ કહે, એને મળજો વાઘની માસી. ઊં૦ ૧૨

## ગરબી ૧ લી.

જવાદ્યો મુને શાને રોકોછો વાટમાં,
હાંરે દાણ લેવા સરીખાં નથિ માટમાં. જવાદ્યો ટેક.
આજ તો અમારે પ્રભુ કામનો દીનછે,
હાંરે મારે એકલાં જવુંછે નાતમાં. જવાદ્યો० ૧
મારારે સમ મારી ગાગેર નાદી,
હાંરે જળ ભરવાં જુગનાંજીના ઘાટમાં. જવાદ્યો० ૨
સગળી સૈયેરો ઉભી જુમનાની તીરે.
હાંરે મુને વચન આપ્યાંછે હાથમાં. જવાદ્યો० ૩
મોતીના નાથને સંગે લેઈને,
હાંરે મારે જાવું સૈયરના સાથમાં. જવાદ્યો० ૪

## ગરબી ૨ જી.

હું વાત કહું ઉભાં રહોને અલબેલી,
હાંરે દાણ રીતનાં ઘટે તે જાઓ મેલી. હું વાત ટેક.)
કયાંથી આવોછો આજ રૂમ ઝુમ કરતાં,
હાંરે આજ કયાંછે સંગની સાહેલી. હું વાત० ૧
ઘુંઘટ તણીને શું જોરમાંરે જાઓછો,
હાંરે નથી દેતાં જવાબ, મન મે'લી. હું વાત० ૨
ધ્યાંન ધરીને શું ધ્યાનમાંરે જાઓછો,
હાંરે આજ બોણી કરવીછે મારે પહેલી. હું વાત० ૩
મોતીના નાથને તુછું પ્યારી,
હાંરે ઘણે દાહાડે થઈછું આજ ભેળી. હું વાત० ૪

## ગરબી ૩ જી.

જમી પરજળનાં દાણ કોણ લેછે;

હાંરે નથી જાણ્યું લેવા વાળો રેછે; જમીપર; ટેક.
નથીરે સાંભળ્યું પ્રથ્વિ ઉપાર;
હાંરે લેવા વાળો અહીંયાં કોણ રહેછે. જમીપર૦ ૧
નીત્યે નવા નવા ચાળા કરોછો;
હાંરે એવી કોણ શીખામણ દેછે. જમીપર૦ ૨
વચન કાઢોછો પ્રભુ વઢવા સરીખાં;
હાંરે કોણ વસ્તી તમારીમાં રે'છે. જમીપર૦ ૩
મોતીના નાથને એમ કહીને;
હાંરે ગોપી રસ્તો ગોકુળનો લેછે. જમીપર૦ ૪

## ગરબી ૪થી.

છબીલી દાણની રીત કોણે કાઢાડી;
હાંરે દાણ આપો લાડકડી લાડી. છબીલી૦ ટેક
શ્રી જુમનાંજીના મો'ટારે આરા;
હાંરે જળ ભરવા આવોને દો'ડી. છબીલી૦ ૧
વંદ્રાવનને મારગ જાતાં;
હાંરે હુંતો લેઇશ લાગત મા'રી. છબીલી૦ ૨
એવાં વચન પ્રભૂ કોઈયે ન સાંખે;
હાંરે એતો સાંખે તે પરણી નારી. છબીલી૦ ૩
મોતીના નાથને સરવસ સોંપ્યું;
હાંરે ગોપી રાજી કર્યાછે મોરારી. છબીલી૦ ૪

## ગરબી.

( ઓધવ આવ્યારે વૃજમાં એ રાગ).

વનમાં વાગેરે વાંસળિ તેતો મારે મંદીરીયે સંભળાય,
વનમાં વાગેરે વાંસળી ટેક

મોહ સહુ પામીરે માનુની જીવડો થાકુળ વ્યાકુળ થાય વન ૧
વેગે ચાલીરે વનીતા મેહેતો ઘરમાં નવ રેહેવાય. વન. ૨
દેહનિ દિશારે વિસરિ અંગે આભુષણ બદલાય. વન. ૩
ભોવન ભોવનથિરે ભાંમનિ ચાલી કાંમ કરી સહુ તાજ વન. ૪
શૈયર મૈયરરે મેહેલીયાં લોપી લોકડીયાંની લાજ. વન. ૫
વન સહુ આવીરે ગોપીયો નઈણે નીરખ્યા શામસરીર. વન. ૬
રંગનાથ રીજેરે રંગમાં સુંદર જમનાંજીને તીર. વન. ૭

---

## ગરબી

( મારે મંદિર આવો મલપતા એ રાગ )

મારી શેરિયે આવો શાંમળીયા વાટડીયે વેરૂ ફુલ
પ્રીતમ પાતળિયા. ૧
મેહેતો જુગમાં જોયો સાંમળિયા કોઇ નહિ તમારી તોલ
પ્રીતમ પાતળીયા. ૨
મારૂ મનડું મોહ્યું શામળિયા મેં જોયું તમારૂં રૂપ;
પ્રીતમ પાતળિયા ૩
ધન ધન દેવકીના શાંમળીયા કંઇ તારૂ અકળ સ્વરૂપ;
પ્રીતમ પાતળિયા ૪
તાહારૂ મુખડુ સારૂ સાંમળિયા જાંણે શરદ પુનમનો ચંદ
પ્રીતમ પાતળિયા ૫
મારી સાસુ સંતાપે સાંમળિયા ઘેર આવો પુરણાનંદ
પ્રીતમ પાતળિયા. ૬
તમે સુખના સાગર સામલિયા હો નાગર નવલ કીસોર
પ્રીતમ પાતળિયા, ૭

હું તો થાળ ભરૂરે સામળિયા માંહી મેલ્યાં મોતી અમૂલ્ય
પ્રીતમ પાતળિયા. ૮

રૂગનાથના સ્વામી શાંમળિયા મારા ચીતડાં કેરા ચોર;
પ્રાતમ પાતળિયા ૯

## ગરબી

( મોહન મહીવાલે મહી વાલે એ રાગ. )

મહી લુટે મહી લુટે મોહન મહી લુટે મહી લુટે. ટેક.
વળગાઝુમી શાને કરોછો હાર હૈયાનો તુટે. મોહન૦ ૧
પીયોતો હરી પેટ ભરીને તારે પીધે મહિ નહી ખુટે. મોહન૦ ૨
પ્રીતમના સ્વામીને શું કહીયે તાણુ કરોતો પ્રીત તુટે. મોહ૦ ૩

---

મુગટપર મેવારી મેવારી મેવારી,
મુગટપર મેવારી મેવારી ટેક
જળ જુમનાપર બંગલા બનાયા ફરતી મેલાવી બારી મુગટ. ૧
જળ જુમનાં કા ઠંડા પાણી ભર ગઇ રાધે પ્યારી. મુગટ૦ ૨
જળ જુમનાકી ચીકણી મટુડીયાં લસ ગઈ રાધે પ્યારી મુગટ૦ ૩
મીરાંબાઇ કેહે પ્રભુ ગીરધરનાગર ચરણકમળપર વારી મુગટ૦ ૪

---

મોહન મહીવાલે મહીવાલે મહીવાલે મહીવાલે
મોહન મહીવાલે મહી વાલે, . ટેક.
કોરી કોરી મટકીમેં દહી જમાયા સકર નાખકે ચખજાને
મહીવાલે મહીવાલે. ૧
આજ સખીમે ગૌવાં દોહી પ્યાલે ભરકર પીજાને મહીવાલે
મહીવાલે મહીવાલે. ૨

માખણમે વાલો સાકર ભેળે ઊંગલી ભરકે ચખજાને મહીવાલે
મહીવાલે મહીવાલે ૩
આઠપેહેરકો ચોસટ ઘડીયાં પાવ પલકમે જાને મહીવાલે,
મહીવાલે મહીવાલે. ૪
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરનાગર હમકુ દરસન દે જાને.
મહીવાલે મહીવાલે ૫

## ગરબીઓ.

(કાનુડે વનમાં લુટી ઓ બેની પેલે કાનુડે વનમાં લુટી એરાગ)
સારે ગુનામે લુંટી વાલમ મને સારે ગુનામે લુંટી;
નથી તમારી સંગે ચુકી વાલમ મને સારે ગુનામે લુંટી.ટેક
સહામી તે મેડાએ હાર પરોવતાં મોતી ફુટુને સેર તુટી. ૧
જળ જમુનાં જળ ભરવા ગયાં તાં હાથે થકી દોર છુટી.વા૦૨
વંદ્રાવનને મારગ જાતાં જરકશી ચોળી તુટી. વાલમ૦ ૩
વંદ્રાવનને ચોકે રમતાં મોતન માળા તુટી. વાલમ૦ ૪
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરનાગર પ્રીત તમારી નથી છુટી.વા૦૫

---

કહો મનડાં કેમવારીએ ઓધવજી કહો મનડાં કેમ વારીયે ટેક.
જેરે દહાડાના મોહન ગયા છોડી દહાડી આંસૂ ઢાળીયે. ઓ૦ ૧
મોહનતો મથુરાં જઇ બેઠાં વશકર્યા કુબજા કારીયે. ઓ૦ ૨
કુવા હોયતો ગાળીએરે સમુદ્ર કેઇ પેરે ગાળીએ. ઓધવ૦ ૩
કાગળ હોયતો વાંચીએરે કર્મ કેઇ પેરે વાંચીયે. ઓધવ૦ ૪
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરનાગર શર્ણે આવ્યાને તીરીયે.ઓ૦૫

---

કાનુડે વનમાં લુંટી ઓ બેની પેલે કાનુડે વનમાં લુંટી. ટેક
આગળથી મારો પાલવડો ઝાલ્યો,નાસતા વ્હેની છુટી. ઓ૦૧

હાથ ઝાલી મારી બાંહ મરોડી, તડતડ ચોળી તુટી ઓ૦ ૨
વળગાઝુમી કરતા મારી મોતન માળા તુટી, ઓ૦ ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરનાગર મહીની મટુકી ફુટી૦ ઓ૦ ૪

---

ઝુમકહાર શીદ તોડયો હોરાજ મારો ઝુમકહાર શીદ તોડયો.
હારની પડીછે ત્રણ ઓળો હોરાજ મારો ઝુમકહાર શીદતોડયોટેક.
જળ જુમના જલભરવા ગયાંતાં ઘડ મારો શીદ ફોડયો હો. ૧
વંદ્રાવનને મારગ જાતા કાંડુ ઝાલીને હાર તોડયો. હોરાજ. ૨
વંદ્રાવનને ચોકે રમતા કુડાં વચન કોણ બોલ્યો. હોરાજ. ૩
પ્રીત કરી પણ કરતાં ન આવડી નંદ આહીરનોછોરો હોરાજ.૪
મીરાંબાઇ કેહે પ્રભુ ગીરધર નાગર આવ્યને નટવર ઓરો.હો..પ

## ગરબી.

ગગરી ઉતારરે વનમાળી મટૂકી ઉતારરે વનમાળી,
ઉતાર ઉતાર ઉતાર જલદી ઉતારરે વનમાળી,
મેરે શીરપર હો ગઇ ભારી ગગરી ઉ ટેક.
સુનેકી ગગરીને રૂપલા ઉઢેણી ભર ગઇ રાધે પ્યારી. ગગ.૧
જળ જુમનાંકી ચીકણી મટુકીયાં લસ ગઇ રાધે પ્યારી ગ. ૨
મે પ્હેરી કશુબંલ સાડી તેરે મુગટકી છબ ન્યારી. ગગ. ૩
મેપ્હેરી જરકસકી ચોળી તેરી મોરલીકી છબ ન્યારી ગ. ૪
મે પેહેરી મોતનકી માળા તેરે ગુંજ માળકી છબ ન્યારી ગ.પ
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર ચરણ કમળપર વારી ગ.૬

## ગરબી.

વીઠલ રહયોરે વશી મારે મન વીઠલ રહ્યોરે વશી ટેક.
કાનુડો કપટી છેરે કાળો કાળજડેરે ડશી. મારે. ૧

ઓસડીયાં મેલોનેરે અળગાં શીદને પાવોરે ગશી. મારે. ૨
ગોકુળ ગામનો લોક ઠગારો શીદને કરાવો હશી. મારે. ૩
સોનુતો સરખુંછેરે સરવે મીનો ન જાણે કશી. મારે. ૪
વલ્લભના પ્રભુનેરે નીરખો દુખડાં ગયાંને ખશી. મારે. ૫

ગરબી.

હુંતો ઈશ્વરને પુજવા નીસરીરે લોલ. એ રાગ.

શામ સલુંણા કુંવર નંદનારે લોલ,
તેં મને નાખી ફંદમાંરે લોલ; ટેક.
હુંતો ઝળકીને જોવા નીસરીરે લોલ,
ઓઢવાનું અંબર વીસરીરે લોલ. શામ. ૧
હુંતો ગાવડીતે દોવા નીસરીરે લોલ;
શેલો લીધો ને તામડી વીસરીરે લોલ. શામ. ૨
હુંતો દરશન કરવાને નીસરીરે લોલ,
સાળુ પેહેર્યોને ચોળી વીસરીરે લોલ; શામ. ૩
હુંતો જુમના તે જળને નીસરીરે લોલ,
ગાગેર લીધી ને ઘડો વીસરીરે લોલ; શામ. ૪
જમતાં તે જીવણ સાંભર્યારે લોલ,
કંઠે ના ઉતરે કોળીઓરેલોલ; શામ. ૫
વલવના સ્વામી શ્રી હરીરે લોલ,
તનમનથી હું તમને વરીરે લોલ. શામ ૬

ગરબીઓ.

હાંરે રશીયા મુને જાવા દીજે તારૂ દાણ થાય તે લીજેરે,
રશીયા મુને. ટેક.
હાંરે હુંતો ગોકુળની બ્રિજ નારી હાંરે હુંતો મહી વેચવાને

ચાલી; હાંરે મારગડે આળ ન કીજેરે. રશીયા. ૧
હાંરે હુંતો બ્રખુભાણુની છોરી. હાંરે મારે માંથે છે મહીની ગોળી; હાંરે લ્યો ખાટાં ગોરસ પીજેરે. રશીયા. ૨
હાંરે મારી સંગની સાહેલીઓ ચાલી. હાંરે મને રોકી રહ્યા ગીરધારી; હાંરે મારગથી અલગા રહીજેરે, રશીયા ૩
બાઇ મિરાં કહે હે પ્રભુ ગીરધરનાગર, તનમન અરપણ કીજેરે. રશીયા. ૪

---

હાંરે મારો ચીર દયો વનમાળિ હાંરે હુંછુ અબળા નારિરે;
મારો ચિર. ટેક.
હાંરે વાલો ચિર હરીને કદમ ચડી બેઠા, હાંરે હુંછુ જળમે ઉઘાડીરે, મારો ચિર. ૧
હાંરે ચિર કે બદલે પીતાંબર લેવુંગી, હાંરે જો જલસે હો જાઊં ન્યારિરે. મારો ચિર. ૨
હાંરે પાહે પત્ર કરિ ન કશી રાધે હાંરે કૃષ્ણ હસત દે તાલીરે;
મારો ચિર. ૩
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, હોરે તમો પુરૂષ હમો નારિરે; મારો ચિર. ૪

---

હાંરે બેની આપનો સ્યામ ખોટો, કયા દોષ દેવુ કુબજાકોરે,
બેની અપનો. ટેક.
આ પત્ર એ કાગદ નહી ભેજ્યો કયા કાગકો ટોટોરે;
બેની અપનો. ૧
ગોકુળ મેલિ વાલો મથુરાં પધાર્યા, ત્યાં માર્યો કંસરાય મોટોરે; બેની અપનો. ૨

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, માહારૂં મહિ પિને થયો મોટારે; એહેની, ૩

---

હાંરે કુબજાને જાદુ ડારો, બસકીનો સ્યામ માહારોરે;
કુબજાને જાદુ. ટેક,
જાદુકી પુડીયાં ભર ભર મારિ કયા કરે બાઇદ બિચારોરે;
કુબજાને.૧
આણી તેડે ગંગાને પેલી તેડે જુમનાં, બીચમે વેહે જળ ધારોરે; કુબજાને ૨
ઈથ ગોકુળ ઇથ મથુરાં નગરી, જાય પીયો જળ ખારોરે;
કુબજાને ૩
કુબજાસે વાલો રંગ રમતહે, હમકું કર ગયો ન્યારોરે;
કુબજાને ૪
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, આખર સ્યામ હમારોરે
કુબજાને ૫

## ગરીબીઓ.

સખી કામણગારો કાન, કાંમણ કીધાંરે. એ રાગ.
મારા નેણાં તણા શણગાર, રણછોડ છોગાળા;
અબળાના પ્રાણ આધાર, વીનતાના વાલા. ૧
તારૂં મોહની મનોહર રૂપ, રણછોડ.
તમો ચઉદ ભોવનના ભુપ, વિનતાના વાલા. ૨
તમે ગોકુળ ચારી ગાય, રણછોડ છોગાળા;
હુલરાવે જશોદા માય, વિનતાના વાલા, ૩
તમે રમતાં ગોવાળાની સાથ, રણછોડ;

રૂખી પત્નિના લીધા ભાત, વિનતાના વાલા. ૪
તમે ગોવરધન તોળ્યો હાથ, રણુછોડ;
રાખ્યો ગોકુળીઆનો સાથ,. વિનતાના વાલા. ૫
તમો ઇંદ્રના મોડયાં માન, રણછોડ છોગાળા;
નંદ જસોદાના જીવણ કાન, વિનતાના વાલા. ૬
તમો પધાર્યા મથુરાં ગામ, રણુછોડ છોગાળા;
મામા કંસનો ફોડયો ઠામ; વિનતાના વાલા. ૭
તમે કુબજાનો કીધો સાથ, રણછોડ છોગાળા;
તેની જુગમાં ચાલી વાત, વિનતાના વાલા. ૮
વાલે પુર્યો દ્વારકાંમાં વાસ, રણછોડ છોગાળા;
દેવકી જશોદાની પોચી આશ, વિનતાના વાલા. ૯
બોડાણાની જાણી પ્રિત, રણછોડ છોગાળા;
તમો જાણોછો રસની રીત, વિનતાના વાલાા. ૧૦
તમો પધાર્યા ડાકોર ગામ, રણછોડ છોગાળા;
મારે વાલે કર્યો વિશરામ, વીનતાના વાલા. ૧૧
દાસ વલ્લવ કહે કરજોડ, રણછોડ.
મારા પુરો મનના કોડ, વિનયાના વાલા. ૧૨

---

વંદ્રાવન મોરલી વાય, મારી બેહેનીરે;
સહુ ગોકુળની ગોપીયો જાય, મનડું રહે નહીંરે. ૧
મારે કાનુડા સાથે પ્રિત મારી બેહેનીરે;
મારી નણદીયો બોલે વિપરીત, મનડું રહે નહીંરે. ૨
મેતો ઘરમાં નવ રહેવાય. મારો બેનીરે,
મારૂ મંદીર ખાવા ધાય મનડું રહે નહીંરે. ૩

વાલા શું રંગીયે આજ મારી બેહેનીરે,
મેહેતો મેલી કુળની લાજ મનડું રહે નહીરે. ૪
મારી સાસુ મુકે આળ મારી બેહેનીરે,
મારો પોઇડો દેછે ગાળ મનડું રહે નહીરે. ૫
ઘેહેલી થઇ સહુ વ્રજનાર મારી બેહેનીરે
તે ભુલી ગઈ શણગાર મનડું રહે નહીરે. ૬
લાગુ વલ્લભના પ્રભુને પાય મારી બેહેનીરે,
તમે કરજ્યો હમારી સાય મનડું રહે નહીરે ૭

---

સખી કાંમણુ ગારો કાંન કામણ કીધાંરે.
મને માર્યા મોહનનાં બાણ મનહરી લીધાંરે, ૧
હુતો ઘેલી થઇ ઘરમાંય કામણ કીધાંરે,
કાળજડે કંઇ કંઈ થાય, મનહરી લીધાંરે, ૨
વાલો મધુરીશી મોરલી વાય કામણ કીધાંરે
જોવા જઈયે શી નંદવરાય, મનહરી લીધાંરે. ૩
કોણે અવળાં પેહેર્યાં ચીર કામણ કીધાંરે,
સહુ ચાલી જમુનાં તીર. મનહરી લીધાંરે. ૪
કોણે પગનાં પેહેર્યાં કોટ. કામણ કીધાંરે,
લાગી નેન કમળના ચોટ. મનહરી લીધાંરે. ૫
બાજુ બંધ બાંધ્યા પાય કામણ કીધાંરે,
અંગ અળગા આકુળ થાય મનહરી લીધાંરે. ૬
કોણે હાથનાં બાંધ્યા ભાલ કામણ કીધાંરે,
કોણે કાજળ કીધુ ગાલ મન હરી લીધાંરે. ૭
સાસુડી દેછે ગાળ કામણ કીધાંરે;

કોણે રોતાં મુક્યાં બાળ મનહરી લીધાંરે ૮
ગોકુળની સહુ વ્રજનાર કામણ કીધાંરે;
ચાલી વંદ્રાવન મોઝાર મનહરી લીધાંરે ૯
વાલો ખેલે રાસવીલાસ કામણ કીધાંરે
વલિ હમને તેડ્યાં પાસ મનહરી લીધાંરે. ૧૦
હુંતો સુખમાં ગાળૂ દંન કામણ કીધાંરે
મારે માથે જુગજીવન મનહરી લીધાંરે. ૧૧
અબળાની પુરી આસ કામણ કીધાંરે;
બલીહારી વલ્લવદાસ મનહરી લીધાંરે. ૧૨

---

વાલો ઉભલો જુમનાંતીર કાંન ગોવાળોરે,
વાલો હળધર કેરો વીર કામણ ગાળોરે. ૧
જ્યાંહ શીલી કદમની છાંય કાંન ગોવાળોરે;
વાલો મધુરીશી મોરલી વાય કામણ ગોવાળોરે ૨
ગોકુળની ગોપી જાય કાંન ગોવાળોરે,
સહુને હઇડે હરખ નમાય કામણ આળોરે. ૩
વાલે કીધાં પુરણ કાજ કાંન ગોવાળોરે.
વલ્લવનો રશીયો રાજ કામણ ગાળોરે. ૪

---

એતે છેલ છબીલો કાંન કેડો લીધોરે
હુતો ના લેઊં એનું નામ કેડો. ૧
એને વારયાનુ નહી કાંમ કેડો૦
એને કોઇ શીખામણ દયો આજ કેડો લીધોરે, ૨

માહારે મોહોટા કુળની લાજ કેડો લીધોરે.
મેતો કંઇયે નવ જવાય કેડો લીધોરે, ૩
જ્યાં જઉ ત્યાં પુઠે થાય કેડો લીધોરે
રશીયો વલવનો નાથ કેડો લીધોરે ૪
મને ગમે તમારો સાથ કેડો લીધોરે,

---

સામળીયા જાણ શુજાણ મારે મન વશીયારે,
આળગાના જીવણ પ્રાણ હો રગંરશીયારે, ૧
તાહારી વરણાગી મે જોઈ મારે મન વશીયારે.
માહારૂ મનડું રહ્યુંછે મોહી હો રંગરશીયારે.૨
આપણ રંગ ભેર રમીયે રાસ મારે મન વશીયારે,
મારા મનમાં મોટી છે આસ હો રંગ ૩
મને અધુર તણો રસપાવ મારે મન.
મારે રૂડો આવ્યો છે દાવ હો રંગ. ૨
વલવના પ્રાણ આધાર મારેમન.
નાખુ તન મન તમ પરવાર હો. ૩

---

મારે આંગણીયે નંદલાલ મોરલી વાઇરે
મને કીધી છે એ હાલ મોરલી વાઈરે. ૧
વાલે મારયાં લોચન બાણ મોરલી વાઇરે
વાલે હરયા હમારા પ્રાણ મોરલી વાઇરે ૨
મારે કાળજડે પડીયા છેદ મોરલી,
તેહેનો કોઇ ના જાણે ભેદ મોરલી. ૩
વલવનો સ્વાંમી કાંન મોરલી,

એની પુંઠે હું ફરતી રાંન મોરલી ૪

---

વાલા ઊભલાં જમુનાં ઘાટ ધેનચરાવેરે
મહીયારી રોકીવાટ ધેનચરાવેરે ૧
અલ્યા તું તે કંઈનો વાસી ધેનચરાવેરે
મથુરાંથી આવ્યો નાશી ધેનચરાવેરે ૨
તુને કોણે દાણી થાપ્યો ધેન ચરાવેરે;
તને કોણે લેખ લખી આપ્યો ધેન ચરાવેરે. ૩
હમે કંસને કરીશું જાણ ધેન ચરાવેરે;
તેની બીક શી મન આણ ધેન ચરાવેરે; ૪
તું મારગડે શાંને લુંટે. ધેન ચરાવેરે;
મારી મહીની મટુકી ફુટે ધેન ચરાવેરે. ૫
હમો નંદની લજ્યા રાખું. ધેન ચરાવેરે;
તુ જે બોલે તે સાંખુ ધેન ચરાવેરે. ૬
મેતો જોર તમારૂં દીઠું ધેન ચરાવેરે;
તુને ગોરસ લાગે મીઠું ધેન ચરાવેરે; ૭
મારૂં મન માને તો આપુ ધેન ચરાવેરે;
તુને રૂદયા સાથે ચાંપુ ધેન ચરાવેરે; ૮
ત્યાં ગોપીયો ગોરસ પાય ધેન ચરાવેરે,
વલ્લભ બલીહારી જાય. ધેન ચરાવેરે; ૯

---

અલી ગોરસ વાળી નાર ઉભી રહેનેરે,
તારાં મહીડાં કેરાં દાન મુજને દેનેરે; ૧

દાહાડા ચોરી જાતી દાણ આજ હાથ આવીરે;
સરવે લેઈશુ હમારો લાગ, મટુકી ઉતારીરે, ૨
તમે કોરે રહાને કાન, દાણના રશીયારે;
એકલડી જાણી આજ. આવો ધશીવારે; ૩
તમે શેના માગો દાણ પ્રીતમ પ્યારારે;
વાલા નાગર નંદના નંદ, રહોને ન્યારારે; ૪

---

ઘણે દાહાડે આવી હાથ, દાણની ચોરીરે;
મહી દાણનાં માટ ઉતાર. આવને ઓરીરે; ૧
હઠ મેલી મહીયારડી મહી પાનેરે;
પછે કોણ રોકે તુને વાટ ચાલી જાનેરે; ૨
આની આ વાટે મહી વેચવા જતાં વાલારે;
દાણી ના દીઠો કોઈ આજ, થયા લાલારે; ૩
પરનારી કેરી છેડ ઝાઝી નવ કરીએરે;
વાલા નાગર નંદ કીશોર, કોઈથી ના ડરીએરે; ૪

---

તારે મરોડે ઘણેરાં મન. રહ્યાં છે મોહીરે;
પછી લેઇસુ હમારો લાગ રહીશ જોઇરે ૧
કોઈને ગણતી નથી મનમાંહી તુ મહીયારીરે
થશે તારે મારે ફજેતી ઝાઝી ભારીરે. ૨
હાવી જક ના કરીયે સાંમ હો વૃજરાયરે
મારે જાવું મથુરાં ગામ અસુરજ થાયરે ૩
આવું ઘેલું ન બોલીયે કાંહાંન દેખિ પર નારીરે

વાલા નાગર નંદના નંદ કુંજબીહારીરે ૪

---

એવી મરમ ભરેલી વાંણુ બોલી ગોપીરે,
હમ સાથે બોલી આજ લજ્યા લોપીરે. ૧
એવી જુઠા બોલિ નાર બોલ વિચારિરે
મહિની મટુકી ફુટશે આજ ગોપી તારીરે. ૨
તમે લજ્યા વાળાછો બહુ તે હું જાણુંરે
ઢાંકી રાખું તમારા ઢંગ મુખે ના આણુંરે. ૩
આવા છેલ ના થઇયે કાંહાંન વિચારો વાતેરે
વાલા નાગરનંદના નંદ ફરીયે નહીં સાથેરે. ૪

---

વાત કરોરે રહી વેગળા સુણ વાલારે
પેલા દેખે દુરીજન લોક આ શા ચાળારે. ૧
હમે વહુવારૂ વીઠલા શુણુ વાલારે
કંઈ ઉભલા કેમ રેહેવાય આ શા ચાળારે. ૨
મહિ માગોતો આપિયે શુણુ વાલારે
તમે શાંને વગાગો શાંમ આ શા ચાળારે. ૩
તમે તક જુઓ તે આ નથી શુણુ વાલારે
ફરી મળજ્યે કોઇ એકવાર આ શા ચાળારે ૪
રાજેના રશીયા નાથજી શુણુ વાલારે
તમે વિચારો મનમાંય આ શા ચાળારે. ૫

---

## ગરબીઓ.

કાંહાન કાળારે મારી ચુંદડીના ચોર

છૈયા નંદનારે મારા કાળજાની કોર. કાંહાન. ટેક.
ચુંદડી ચોરીને પ્રભુ કદમ ચડયારે
સાહેલીના સંગમાં મારી નજરે પડયારે. કાંહાન. ૧
અજબ તરેની ચુંદડીને માહી ઝાઝો રંગ
વેગળા રહો વરણાગિયા મારૂં શાંમ થાશે અંગ. કાંહાન. ૨
લાખ ટકાની ચુંદડીને છેડે ઝાઝા તાર;
શ્રીકૃષ્ણજી લાડ લડાવે તેમાં શાંનો પાડ. કાંહાન. ૩
ચુંદડી આપોતો પ્રભુ પાયે લાગું રે
નરસૈયાના સ્વામી પાસે માન માગું રે. કાંહાન. ૪

---

કૃષ્ણ બોલ્યારે નિકળ જળથી તુ બાહાર
આપું ચુંદડીરે લેને રાધા એ નાર. ટેક.
ચોરનાં વખાણ કરે માલ નથી એમાં
નગ્ન થઇ જળમાં નાવો ડંડ દીધો તેમાં. કૃ. ૧
ચુંદડી તારીનો કાંઇ ખપ નથી મારે
સહુ સખી બાહાર આવો લ્યોને અત્યારે કૃ. ૨
સહુ સખીયે વિચાર કર્યો જાવુ હવે ઘેર
કૃષ્ણ કેરૂ કહ્યું માંની કરીયે એવી પેર કૃ. ૩
હારી સહુ બાહાર આવ્યાં દેઈને બેઉ હાથ;
ચીર આપી આશા પુરી નરશઇયાનો નાથ કૃ. ૪

---

## ગરબીઓ.

( મને માયા લગાડી મોહનીરે એ રાગ )

મને બંસી વગાડિ કાંહાના વિસરિરે

તમે વિસરિ વિસરિ રાજ મને બંસિ વગાડિ
કાંહાના વિસરિ ટેક

મને મુકી ગયા બાળે વેસમાંરે
સિવ્રિ સુધ્રિ ન મારિ લવલેસ. મને. ૧
દાશી જાણીને આવો મારા મોલમાંરે
વિના છત્રપતિતો નથી ચેન મને. ૨
મને નિદ્રા ન આવે સેજે એકલીરે
બિના બાલમ કટે કેશે રેન મને. ૩
મારા જોબનનાં પુર વહી જાયછેરે
તમે આવિ માણો માહારાજ મને. ૪
કોઈયે ભરમાવી લીધો મારા છેલનેજો
કીધાં ઘાયેલ પ્રિતમ તારાં નેણ. મને. ૫
ઓધવ સંદેશો કેજો મારા શાંમનેરે
વેહેલા વળો ત્રિભોવન રાજ. મને. ૬
કર જોડી ઓધવ કહે નાથનેરે
વૃહે બ્યાકુળ સદા વૃજનાર. મને. ૭
એવું શુણીને રાજ પધારીયારે
ગોપી આનંદ ઉર અપાર. મને. ૮

મને માયા લગાડી મોહનીરે,
મોહની મોહની મોહની;
રાજ મને માયા લગાડી મોહનીરે; ટેક.
હુંતો હાલુ ચાલુને મને સાંભળેરે,
જોઉ જોઉરે, પ્રિતમ તારી વાટ; મને ૧
વાલો જુમનાંની તીરે એકલોરે,

ત્યાંતો ખોબલે ઉરાડે નીર, મને ૨
મુંબાઇ શેહેરનાં તે મોતી વાપર્યાંરે,
તેતો આવ્યાં અમારે દેશ; મને ૩
પાતળીયો હોયતો મુલવેરે;
અલબેલો દરીઆ પાર; મને ૪
કાઠીઆવાડની તે કાંબીઓ વાપરીરે;
તેતો આવી અમારે દેશ, મને ૫
છબીલો હોય તો મુલવેરે,
છોગાળો દરીયા પાર; મને ૬
સુરત શેહેરના તે સાળુ વાપર્યારે,
તેતો આવ્યા અમારે દેશ; મને ૭
પાનળીયો હોય તો મુલવેરે,
સાંમળીયો દરીઆ પાર; મને ૮
હવે મોહન મથુરાંથી આવીએરે,
સર્વે વસ્તુની વેરત થાય; મને ૯
તમો નિર્દય નઠોર નંદલાલછોરે;
કીધાં ઘાયલ ન લીધી સંભાળ; મને ૧૦
એવું સુણી પ્રિતમ પધારીયારે,
આવી કીધી છે લીલા લેહેર; મને ૧૧

## ગરબીયો.

( કોડીનાર ઝીતીને જાયરે જોધાજી તારૂકોડીનારઝીતીનેજાય. એ રાગ. )

એ મોરલી શીદ વાઇરે, ધુતારે વાલે એ મોરલી શીદ વાઇ
ટેક. એ મોરલી મારે મંદીર સંભળાઈ;

કાળજ ગયું રે છેદાઇ; ધુતારે ૧
જળ જમુનાં જળ ભરવા ગયાંતાં,
પાલવડે શીદ સાઇરે; ધુતારે ૨
પરઘેર વાત પડી પુરશોતમ,
શૈયરોમાં લજવાઈરે, ધુતારે ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરનાગર,
ચરણ કમળ ચીત લાઈરે; ધુતારે ૪

---

હરીવર મુકયો કયમ જાયરે.
સાહેલી મારો હરીવર મુકયો કયમ જાય; ટેક.
નંદકુંવરથી નેડોરે લાગ્યો,
તે પ્રાણ ગયે ન છુટાયરે; સાહેલી ૧
ઘેલિ કિધી ગોકુળના નાથે
મોરલીનો શબ્દ સુણાયરે. સાહે. ૨
નાનપણાથી પ્રિત બંધાઇ
તે હૈયેથી કેમ વિસરાયરે. સાહે. ૩
પિયર તજીયેને સાસરિયુ તજીયે
તજીયે સરવ સગાંયરે. સાહે. ૪
બાંહ ગ્રહ્યાની લજ્યારે રાખો
સ્નેહીને દુઃખ ના દેવાયરે. સાહે. ૫
આ અવસર હરી આવિને મળિયે
તો વ્રહેઆગની ઓલવાયરે. સાહે. ૬
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર
દરશન દ્યો વૃજરાયરે. સાહે. ૭

---

## ગરબીઓ.

હાંરે ચાલો ડાકોરમાં જઇ વશિયે એ રામ
હાંરે મારા સમ મોહન મળજ્યે
હાંરે મારી આશા પુરણ કરજ્યેરે. મારા. ૧
હાંરે મારે ઘેર આજ કોઇ નથી વાલા
હાંરે માટે ધારભણિ વળજ્યેરે. મારા. ૨
હાંરે હું આવી પણ આપ મળ્યા નહિ
હાંરે કહો ક્યારે હવે મળસોરે- મારા. ૩
હાંરે હરિભટના હરિ છો રંગ રશિયા
હાંરે મણિ વ્રહે દુઃખ મારૂં હરજ્યેરે. મારા. ૪

---

હાંરે મોહન મળતા નથી હમને
હાંરે વાલા માન શું આવ્યું તમનેરે. મોહ. ૧
હાંરે હુંતો ઘેલિ થઇ ઘર ધંધો ભુલિ
હાંરે આ તન મન સોપ્યું તમનેરે. મોહ. ૨
હાંરે પ્રભુ વ્રહે આગે વ્યાકુળ થઇશું
હાંરે માટે મળજ્યે તાતના સમનેરે. મોહ. ૩
હાંરે હરિભટના હરિ નહિ મળોતો
હાંરે હવે પ્રાણ તજે હું પલમેરે, મોહ. ૪

---

હાંરે વિઠલમાં વળગો હમનેરે
હાંરે પ્રભુ લાજ નથી કંઇ તમનેરે. વિઠલ ૧
હાંરે સહુ સખિયો ગઇ મુજને રોકિ

હાંરે રહો પરા કહું હું તમનેરે. વિઠલ. ૨
હાંરે ઘેર જઇ સહુ સખિયો કેહેશે
હાંરે તેની બીક ઘણીછે હરિ મનમેરે. વિઠલ. ૩
હાંરે હરિભટના હરિ આજ જવાઘો
હાંરે વાલા કાલે મળીશ હું તમનેરે વિઠલ ૪

---

હાંરે મોહનનિ મોરલિ વાગિ
હાંરે હુંતો ભર નિદ્રાથી જાગિરે. મોહન. ૧
હાંરે મેતો ઘરનાં સઉ નીદ્રામાં મુકયાં
હાંરે ગઇ સખીયો મળી જાંબડ ભાગીરે. મોહન. ૨
હાંરે વાલે પ્રેમ ધરીને રાસ રમાડયાં
હાંરે મારા ભવની ભાવટ ભાગીરે. મોહન. ૩
હાંરે હરીભટના હરીયે દીધું દરશન
હાંરે મારી વ્રહેની વેદના ત્યાગીરે. મોહન. ૪

---

ગરબી.

મારારે સ્વામી બોલોની વાલા
જસોમતી નંદ તણા લાલા મારા૦ ટેક
ઘેલીરે થઈને ગોકુળમાં ભમતી
બીજારે કોઇની વાતો નથી ગમતી. મારા૦ ૧
એવીરે તમને કોણ મળી હુતી
જેણેરે તારૂં ચીતડું લીધું લુંટી. મારા૦ ૨
વાલારે તારી વાટલડી જોતી.
આંસુડાં ભરી ભરીને રોતી મારા૦ ૩

ભુંડારે લોકે ભરમાવ્યા તમને
તેથીરે તમો મળતા નથી હમને  મારા૦ ૪
વાલારે તમને કશુએ નહી કહીશું
મોહન તારી મરજી મુજબ રહીશું.  મારા૦ ૫
ઝાઝુરે હવે શું કહીયે તમને
મોહનવર મેહેર કરો અમને.  મારા૦ ૬
એવુંરે શુણી આવ્યા ગીરધારી
દીધું આલીંઘન ત્યાં મોરારી,  મારા૦ ૭

---

ગરબી;

( તજોરે તમે કેફ કરમ કરવુ. એ રાગ )

ગરજીરે તમને દીઠા મેં ગીરધારી
મતલબીયા છો મોહન મોરારી;  ગરજી. ટેક
મનેરે માયા લાગી છે તારી,
મારે મન ઝાઝીછે મોરારી;
વાલારે મને શા માટે વીસારી;  ગરજી ૧
પેહેલીરે મને ખબર આવી પડતી,
એની સાથે પ્રિત નહી કરતી,
વાલાતો મને મેલી ગયા રડતી;  ગરજી ૨
મેતોરે જાણ્યું ઉજળું તે દુધ હશે,
તેનેરે બાંને વાહી મને છાશે,
રહીતી હુંતો સારે વીસવાશે.  ગરજી ૩
જસોદાના કાન તમોરે કાળા,
કાળારે બહુ આંખ્યો તણા ચાળા,

તે પર હું તો મોહીછું નંદલાલા. ગરજી ૪
હવેરે હરજી ઘણું થયું ગીરધારી,
ક્ષમારે કરો ચુક થઈ છે મારી.
થઇને રહીછું દાસી હું તમારી; ગરજી ૫
પ્રીતમના સ્વામી મને મળીયા,
દુઃખરે મારાં જનમ તણાં ટળીયાં,
ગોપીરે સહુ આનંદથી મળીયાં. ગરજી ૬

---

# બાળા ચરીત્રનો ગરબો.

લાગુ ગણપતિને પાય, ગરબો ગાવાનું મન ધરૂંરે;
સમરૂ સારદાજી માય, વાણી વીષ્ણુની ઊચરૂંરે.
વાસુદેવ તણી નાર, જેનું નામ છે દેવકીરે;
પુન્ય વાંચી મોરાર, આજ અંબા શેષ્યા થકીરે.
જેનો વીરો છે કંસ, મથુરાં પુરીનો રાજીઓરે;
કાહાડી ભગનીની વંઈશ, મુરખ મનમાં ન લાજીઓરે,
એણે માર્યાં ખટબાળ હૈએ હીંસાથી નવ ડર્યોરે;
સમે આવી પોહ્યો કાળ, એમ પાપે પુરી ભર્યોરે.
દેવકી ભજે ભગવાન, શુધ લેજો વૈકુંઠ ધાણીરે;
વીનતી સુણજો એ કાન. અમને આશા છે તમતણીરે.
જુવો વિશ્વાધાર દીન જાણી દયા કરીરે;
ધર્યો અષ્ટમો અવતાર, પુર પ્રગટ્યા ત્યાં શ્રીહરીરે;
જાણે કોટી ઊગ્યા સુર્ય, એવું તેજ ત્રીકમતણુંરે,
તેને લાગીને પાય, ધ્યાન ધરીએ પરીબ્રહ્મનુંરે.

એમ બોલ્યા વાસુદેવ, રખે વાત તેતો જાણશેરે.
ક્રૂર થઈને તતખેવ, કંસ નિશ્ચે તે મારશેરે;
લેઇ ચાલ્યા માહારાજ વેગે આવ્યા ગોકુળ ગામમાંરે,
ત્યાંતો મેલ્યા માહારાજ, વીજળી લીધાં છે સાથમાંરે.
જુમનાજીએ દીધો માગ, શેશનાગે છાયા કરીરે;
મેલ્યા હતા રખવાળ, શેવક સર્વે આયુધ ધરીરે
તે સૌ પાંમીયુ નીદ્રાય, વાણે વાત જાણ પડીરે;
બાળ પ્રગટયું ઘર માંય કંસ આવ્યો ઘોડે ચડીરે;
કહ્યું દેખાડોને બાળ, મન મારવા નિશ્ચે કર્યુંરે;
ખોળે મેલ્યું તતકાળ, જેવું મારવાનું મન ધર્યુંરે.
વીજળી ઉડી આકાસ, ધરીધીર તેણે ધણીરે;
વાણી બોલી પ્રકાશ તારો વેરી ગોકુળ ભણીરે.
ઝાંખો થયો કંસરાય. વીલે મોઢે તે જોઇ રહ્યોરે;
પછી વીચાર્યુ મન માંય, કોક શત્રુ પેદા થયોરે.
દેવકીજીને વાસુદેવ, કાળગ્રહેમાં તે નાંખીયારે;
પાપી ચાલ્યો તતખેવ, ઘોડે પાખર માંડીયારે.
માતા જશોદાને તાંય, નવ નવા રંગ થાયછેરે;
તરીઆ તોરણ બંધાય, માનની મંગળ ગાયછેરે.
કેહેછે નંદજી તાત, મારા ભાગ્યના ઉદે થયારે;
હરખે આવે આશ્રુપાત, પ્રભુજીએ કીધી દયારે.
દુધડે વરશાછે મેઘ, સાકર કેરા કરા પડયારે.
આજ આનંદના ઓઘ, કંકુ કેરા પડા પડયારે;
પુત્ર પાંમી સજાત, વાજાં વાજે વીવીધનાંરે;
ધન્ય નંદજી તાત, ભામણાં લેઉ એ માતનારે.

આવ્યા બ્રાહ્મણને ભાટ, પુન્ય દાન કીધાં ઘણાંરે;
ગોકુળ થયુંછે ગેહાટ અંબામાને દો વધામણાંરે.
મોતીએ ભરાવીછે થાળ, ગાગર બેડીઆં ચડાવીયાંરે;
માનો મહીમા અકળ, પુજા વીધવીત્ર લાવીયાંરે.
પુત્ર લીધોછે ઊત્સંગ, માન ચરણે નમાવીયોરે;
માજી થયાંછે પ્રસંન, ખોળે બેસાડી રમાડીઓરે;
થશે પૃથ્વીનો ભુપ, પ્રજા સઘળી તે પાળશેરે;
કોઇ કારણ એ રૂપ, શોક સરવેના ટાળશેરે.
સંગે સઘળી વ્રીજનાર, મોહડાં બોલે મુકંદજીરે;
ઓટણ કરેછે અપાર જેને નિરખેછે નંદજીરે.
બાળચરિત્ર અપાર, એક જીભ્યાએ શું કહુ.રે;
પાંમર પામે નહી પાર, અકલ ગત્ય એની નવ લહુરે;
પેર્યા પીતાંબર સાર કર ગ્રહી સુંદર લાકડીરે;
ગળે ગુંજ્યાનો હાર, પાયે ચડવાને પાવડીરે.
શીર નાંખીછે જુલ, ખાંધે નાંખીછે કામળીરે;
વાલો કરેછે કલોલ કાન્તી દીશેછે સાંમળીરે.
ગૌચારે ગોવાળ, લીલા રચી વ્રંદ્રાવનમાંરે,
વળી વાયો રસાળ પડયો રાધકાના તનમાંરે.
મહીનાં લેઇને દાણ. રાસ રમતાં રીજ્યા ઘણુંરે;
રાધકા કેરો તે પ્રાણ વાલો મેલે નહી એક ક્ષણરે.
ગોપી પામી આનંદ વાલાજીના વીહારમાંરે;
ગયો ગોકુળચંદ વાલો વરસ અગીયારમાંરે.
નયણે ચપળ ચકોર, સુંદર વદન છે સોભતુંરે
કેહેતાં થાયે વિસ્તાર, વેદ પુરાણમાં ઓપતુંરે;
પછી માર્યો કંસરાય, કેશ ગ્રહી પછાડીયોરે,

થયો મથુરાંનો રાય, માત તાત છોડાવીયોરે;
આનંદ ઓછવ થાય. સરવ સંતને તેડીયારે;
કાન નાવાને જાય હાથી ઘોડા રથ જોડીયારે.
બોલ્યા દેવકીજી માત, મેંતો માન્યાંછે નોરતાંરે;
એવે આવી નવ રાત રૂશી ઓરને તેડાવતાંરે.
અંબા તેડયાંછે ઘેર જેથી પહોંચે મનની રળીરે;
પુજા કીધી બહુ પેર, પાયે લાગ્યા લળી લળીરે.
મોટા કીધાછે હોમ, પાડ વાંચ્યાછે અંબા માતનારે;
પારણાંની છે નામ, ભોગ વીવીધ ભાતનારે.
બની સુંદર સોભાગ્ય, ગરબો ગાયે સર્વ સુંદરીરે
શીફળ વસ્ત્ર અપાય, જેવા બેઠા ત્યાં શ્રીહરીરે.
બોલ્યો દેવકીના કોડ નુન્ય વાત કશી નથીરે;
ઊભો કરેછે કરજોડ. દાસ દલપત વીનતીરે.
કોડ પુરયા વનમાળી, દુખ ટાળ્યાં દુરથીરે;
મીરાં કેરો ત્રાસ ટાળી, સુખો મોકલ્યો હજુરથીરે;
ગરબો શીખે સુણે ગાય પુજે પ્રભુજીની પાવડીરે,
રીઝે ત્રીભુવનનો રાય, આશા પુરે અંબામાડીરે.

---

# દાણ લીલા.

## ગરબી ૧ લી.

રાધા—પાલવડો મેલો મોહનજી,
 મારગડે મને જાવા દો;
 આવતાં આપીશ દાણ તમારૂ.
 મહી મારૂ વેચાવા દો.

શ્રીકૃષ્ણ–વેચંતાં તને કોણ ખાળે છે,
સાંભળને રાધે પ્યારી;
મહી ગોરસનું દાણજ દેની,
વેહેલી થાને વરજ નારી. ૨
રાધા–નારીને તું ન બોલાવીશ,
છાનો રેહેને છોગાળા;
કઠણ રાજ છે કંસરાયનું
ગઉ ચારંતા ગોવાળા. ૩
શ્રીકૃષ્ણ–હું ગોવાળીઓ તું ગોવાલણી,
ફરી ગમે તો આવજે;
કંસ સરીખા સો હીમાયતી,
શાથે તેડીને લાવજે,
રાધા–તેડી લાવું દો મને જાવા
રોકી રહ્યા છો વ્રીજ નારી;
રઘુનાથના સ્વામી સાંભળોઆ,
ઘેહેલા દીશોછો ગીરધારી. ૫
શ્રીકૃષ્ણ ઘેહેલોછું પણ દાણ નહી મુકું,
દોકલડો એકે ઓછો;
ગીરધારીએ ગોકુળ વાશું,
ઇંદ્ર કરતાં કૃષ્ણ મોટો. ૬
રાધા–મોહોટોછું ત્યારે મથુરાં મેહેલો,
અડધી રાતે શું આવ્યો,
પરઘેર રહીને પેટ ભરતો,
તને દાણી કોને કાહાવ્યો. ૭

શ્રીકૃષ્ણ-વાંકા બેલી વાર કરેછે,
કેહતો હૈયાનો હાર તોડું,
દાણ દધીનું દેરે અબળા,
નહીતો માથાનો માટ ફોડું. ૮
રાધા-હાર નહી તુટે, માટ નહી ફુટે,
નવા નગરમાં પુછાશે;
રૂગનાથના સ્વામી સામળીઆ;
કહો ગોકુળ કેમ રહેવાશે. ૯
શ્રીકૃષ્ણ-ગોકુળ રહો કે જાઓ અત્યારે,
દાણ દધીનું નહી મેહેલું;
ચીર હર્યા તે ગયાં વીસરી,
કાનડીઆ કારણ પેલું. ૧૦
રાધા-નંદ તણે ઘેર નવલખ ગાયો,
નાંતું તે ધન ફાવ્યું છે;
માતા તારી મહી વેચંતી,
હમણાં રાજ્ય આવ્યું છે. ૧૧
શ્રીકૃષ્ણ-હમણાં હમણાં કરતી રહેજે,
મેહેણાં દેતી મહીયારી,
ધુતપણામાં છું ધુતારી;
ઠગપણામાં છું ઠગારી. ૧૨
રાધા-તું ઠગારો તારી માનો પાળેલો,
તારી માને મેણાં દેવરાવે;
રૂગનાથના સ્વામી સામળીયા,
ઝાઝું તે શું કહેવરાવે. ૧૩

શ્રીકૃષ્ણ--કહ્યા પ્રમાણે લેતો નથી,
પણ તું મોઢું નથી રાખતી;
અમો છૈયે રાજા માહારાજા,
અમને નથી ઓળખતી. ૧૪
રાધા–ઓળખું છું તું આવ્યો નાશી,
માહારા વનમાં તું છાનો છુ;
જાદવકુળ મધ્યે જન્મ છે તારો,
નંદ તણે ઘેર નાનો છુ. ૧૫
કૃષ્ણ–માતા જશોદા મોયાં બળ ભાગી,
તેનાં અમો છૈયે અધીકારી;
મહોટા મુનીજન ના જાણે,
ગોકુળ વશીએ ગૌચારી. ૧૬
રાધા–ગૌચારી ગોપી ઘેર વળતાં,
અમને તે તમે ઓધાર્યા,
રૂગનાથના સ્વામી સાંભળીયા,
તમે જીત્યા હમે હાર્યા. ૧૭

---

## દાણ લીલા.

રાધા–તમે અજાણ્યા અમે જાણીયેરે,
મારો પાલવડો નવ તાણીએરે;
તમે સમજી રહો મન માંહરે,
સાંભળીઆ વાલા રહો વેગળારે, તમે વાલા રહો.૧
શ્રીકૃષ્ણ–તારો શું સમજાવે મુજનેરે,

હું તો નહીરે જાવા દેઉ તુજનેરે;
તારી મરકીને રાખીશ બાંધીરે,
મહીયારી રાધા દયા દાણ શુરે. તમે રાધા. ૨
રાધા—અલ્યા બાંધી શું મરકે વીઠલારે,
મેતો તુજ સરખા ઘણા દીઠલારે;
કપરૂંછે કંસનું રાજરે,
સાંમળીયા વાલા રહો વેગળારે, ૩
કૃષ્ણ— નારી કંસ થકી શું થાયછેરે,
એવા કંઇ આવેને કંઇ જાયછેરે,
તારા ઉરના ઉતારીશ હારરે,
મહીયારી રાધા દયો દાણશુરે. ૪
રાધા—અલ્યા હાર હૈયાનો તુટશેરે,
મારી મહીની તે મટુકી ફુટશેરે;
ઘેર સાસુડી દેશે ગાળરે,
સામળીયા વાલા રહો વેગળારે. ૫
કૃષ્ણ—નારી ગાળને આળ તે નહી ચડેરે,
જેહેનુ લેણુ હોય તે લડેરે,
એમાં દાણ મેલ્યાં કયમ જાયરે,
મહીયારી. ૬
રાધા—અલ્યા દાણી તે કંઇનો કાવીયોરે,
મથુરાંથી ગોકુળમાં આવીયોરે,
ચારા નંદ તણે ઘેર ગાયરે,
સાંમળીયા. ૭
કૃષ્ણ—નારી ગાય ચાર્યામાં શી લાજછેરે,

એતો પોત પોતાનું કાજછેરે,
તેનાં મેણુલીયાં નવ હોયરે,
મહીયારી. ૮
રાધા-અલ્યા મેણાં માણસને લાગે ઘણાંરે,
સુણો વઢતાં હોય જ્યાં બે જણાંરે,
તુને નિર્લજને નહીં લાજરે,
સામળીયા. ૯
કૃષ્ણ-નારી લાજે તે કાજ નવ સરેરે,
અહીંયાં બીક તે તુ કોની ધરેરે;
આવ મળીએ આપણ જણ બેયરે,
મહીયારી. ૧૦
રાધા-એવું નીરલજ માં બોલો શામળારે,
તારા કરના ઉતારીશ આંમળારે,
મુકો મુકોને અમારો હાથરે,
સાંમળીયા. ૧૧
કૃષ્ણ-નારી હાથ ન મેલું તાહરોરે.
અહીંયાં અમલ થાય છે માહરોરે;
માટે દાણના દોકડા મેલરે,
મહયારી. ૧૨
રાધા-અલ્યા નંદ બાવાનો તું છોકરોરે;
તારી પાસે નથી પૈસો રોકડોરે,
આવડો કેમ મચ્છર હોયરે,
સાંમળીયા. ૧૩
કૃષ્ણ-નારી ભ્રખુભાણુની તું છોકરીરે,

તારી પાસે નથી પૈ રોકડીરે;
આવડુ કેમ અભીમાંન હોયરે,
મહીયારી. ૧૪
રાધા–હું તો વિનતી કરૂં છું કયારનીરે.
સ્વામી રૂત્રનાથના હારી તમ થકીરે,
મહીનુ તે દાણ ના હોયરે,
શામળીઆ. ૧૫

## દાણ લીલા સાખીયો.

શ્રી કૃષ્ણ- ઉંચીને અલબેલડી, સાંભળને કહું વાત;
વંદ્રાવનને મારગ જાતાં. કોણછે તારી સાથ. ૧
ઉભીરેને બ્રીજની નારીરે, પૂછુ પરણી કે કુંવારીરે
આંજ્યાવિના આંખડી કાળીરે બાજુબંધ બેરખાં વાળીરે
ટેક

રાધા–સાથ વાળી તેને ઘેર બેઠી. તારે શી પડપુછ,
મારગ મુકી રહે વેગળો તારે મોઢે નથી મુછ. ૨
ચાલ્યો જા પાધરી વાટેરે, સાંખુ નંદરાયને માટેરે,
તુને કયાંનો કાંનુડા દાણીરે પાઉ તને પાંદડે પાણીરે
કૃસ્નુ- શીછે તારી જાતડી કીયુંછે તારૂં ગામ,
કોણછે તારાં માતપીતા શુંછે તારૂં નામ. ઉભી. ૩
રાધા-આહીરની અમો જાતડી ગોકુળ મારૂ ગામ
બ્રખુભાણુની હું બેટડી રાણી રાધા છે મારૂં નામ. ૪
કૃષ્ણ-બોલતી નોતીને બોલવા શીખી, આવડું બોલી આજ
વંદ્રાવનમાં નિત્ય ફરે તુજને તે શાંની લાજ. ઉભી. ૫

રાધા-લાજ વાળાછો તે જાણું ઢાંકી રાખો આપ,
વંદ્રાવનનો મારગ રોકી નિત્યે તપાસો લાગ. ચા. ૬
કૃષ્ણ-લાજ રાખે મેંઢકાં લાજી રાખે ગાય,
છાશ પીને મોટી થઇ ભરવાડની જાત કેવાય. ઉ. ૭
રાધા-ગોકુળથી આવી ગોવાલણી મથુરાંથી આવ્યો કાન,
મારગમાં એકઠાં થયાં તુતે સેનાં માગેછે દાણ. ચા. ૮
કૃષ્ણ-ગોકુળની ગોવાલણી મથુરાંને મારગ જાય,
આડો કાંન ફરી વળ્યો તારો પ્રીતે પાલવ સાય. ઉ. ૯
રાધા-હમો બેટી બ્રખુભાણની રાધા મારૂં નામ,
દાણ લેવાની ગરજ હોયતો આવજે ગોકુળ ગામ. ૧૦
કૃષ્ણ-નંદબાવાનો હું નાનડિયો કાનજી નામ પ્રમાણ,
દાણ લીધાવના જાવા દેઉતો નંદબાવાની આણ. ૧૧
રાધા-આણતો માનુ કંસની બીજી ન માનુ કોય.
નવ નંદ મારે નેસડે વસે તારો નંદતે કોણજ હોય ૧૨
કૃષ્ણ-કંસ તારોતે કોણ છે મેં વશ કીધો તે સહુ ઠામ,
વિચારીને બોલજે તારી સુધ્ય ગઇકે સાંન. ઉભી. ૧૩
રાધા- સુધ ગઇ નથી માહરી તારી ગઈ જેમ હોય,
સાંભળ છૈયા નંદના તારે મન વિચારીને જોય. ૧૪
કૃષ્ણ-મનમાંહે તુ શું વિચારે રાધા દાણ લેવાનો સહી,
તારી માને શું કહીયે તને વેચવા મોકલી મહી. ૧૫
રાધા-આવોરે ગોપીના વાલા સાંભળ કહુ તે વેણ
તારી માને શુ કહીયે તારી પાસે ચરાવે ધેન. ચા. ૧૬
કૃષ્ણ-મેણાંથેણાં કરતી રેજે મહિયારી મદ માતી,
છાશ પીને દાં'ડા કાઢે તુતો રંગે થઈછે રાતી, ઉભ. ૧૭

રાધે-કાનજી કાળા ના કર ચાળા મોરલીયો વાળા,
અડધી રાતે શુ નાઠા તમો ભરીને ઉચાળા. ચા. ૧૮
કૃષ્ણ–દાણના દોકડા લેઇશુ રોકડા બીજી ના કર વાત,
તારે મારે ઝગડો થયો છોડીશ મહિના માટ. ઉ. ૧૯
રાધા-દાણના દોકડા આપીશ રોકડા બીજુ ન થાયે આળ
દાણ લીધામાં શુ સમજે તુ નાનુ સરખું બાળ. ૨૦
કૃષ્ણ–મહિયારી તું મદની માતી હુ નાનુ સરખું બાળ,
બાળપણું તુજને દેખાડું થાવા દે સંધ્યાકાળ. ઉભી. ૨૧
રાધા–સંધ્યાકાળે તુ શું બતાવે સાંભળ કાળા કાંન,
મહી વેચીને આવતાં આપીશ તાહારૂં દાણ. ચા. ૨૨
કૃષ્ણ-તું રંગીલી રૂપની રૂડી હું છબીલો કાંન
મહિ ખપેકે ન ખપે તું આપની મહારાં દાણ ઉ. ૨૩
રાધા- મહિનાં દાંણ ના હોય મોહન મનમાં સમજે પેર,
મહિ પીવાનો ખપ હોયતો હરી આવજો માહરે ઘેર ૨૪
કૃષ્ણ-કયારની મેણાં દેઇને કીધાં અદકાં વેર,
હેત કરી તુ આપવા આવે હવે લાગે તે કડવાં ઝેર ૨૫
રાધા- કોહોતો હરી ઘેરથી લાવું કોહોતો પાવુ યાંહ,
હિમાન સ્વામી સાંભળા તમો મનમાં ન લાવશો કાંય;
આવો આવો નંદના છૈયારે; તમે ગોકુળના મહીયારે,
વાતતો વિચારીને કહીયેરે મારગથી અળગા રહિયેરે. ૨૬.

---

## દાણ લીલા.

ગોપી- અલ્યા કાહાંનજી તુ કયારે ઘેલો થયોજો
તુંતો શેનું માગેછે દાણજો

મહિની ગટુકી મારી ફુટશેજો,
ગોરસની થાશે હાણજો. ઘેલુંશું બોલે ગોવાળીયાજો. ૧
અલ્યા ન જાણીશ કોઇ બાપડીજો.
કોઈ મળશે માથા કેરી નારજો.
મારગ મુકીને રહેને વેગળોજો,
મારા કંસને થાશે જાણજો. ઘેલુંશું બોલે. ૨
કૃષ્ણ-તારો કંસ કબુદ્ધી નર શું કરેજો;
મારા સંગેછે સવળો સાથજો,
અલી દહાડી તે દાણ ચોરી જતીજો;
ઘણે દહાડે આવીમારે હાથજો. ઓછી તું જાત
આહીરનીજો ૩
ગોપી-અલ્યા હાથની તે હોંશ રખે રાખતોજો;
હાથે ચારી જાણેછે ગાયજો,
પાલવ મુકીને રહે વેગળોજો;
મારો વ્રજમાં થાશે જાણજો. ઘેલુંશું બોલે, ૪
કૃષ્ણ--અલી વ્રજમાં વશીને વેર વાળશુંજો;
રખે રાખતી હૈયાગાં હામજો,
નંદજીના નામ પ્રતાપથીજો.
હુંતો છેહું તારા કંસનો ઠાગજો. ઓછી. ૫
ગોપી--અલ્યા કંસે કરયું તે કેમ વિસરેજો;
ભાઇ હણ્યા પોતાના ત્યાંયજો.
નાશીને છુટો લાડકાજો;
આવી ઉગર્યોછે વ્રજ માંયજો. ઘેલુંશું બોલે. ૬
કૃષ્ણ--વળી વ્રજમાં વશીને વેર વાળશુંજો.

તું તો જોજે અમારાં કામજો;
આવનાનો ભાર ઉતારવોજો;
ધર્યું નંદકુંવર ઘેર નામજો. ઓછી. ૭

ગોપી-અલ્યા સાચું કહેતામાં દુખ લાગશેજો.
પેટ માટે ચારેછે ગાયજો
તું આવડો મોટોરે એમાં થયોજો;
તુને કોઇએ ન આપી કંન્યાયજો. ઘેલુશું બોલે. ૮

કૃષ્ણ-અલી આહીરની કન્યા અમો શું કરૂંજો;
અમો સદા કહેવાય બ્રહ્મચારજો.
રખે પડછાયો પાડતીજો;
તું તો ધાબળીની ઓઢનારજો. ઓછી. ૯

ગોપી- અલ્યા લાખ ટકાની મારી રોળડીજો;
હીરા જડીત્ર મારોછે હારજો.
આછી પટોળી મારે પેરણેજો;
તું તો કામળીનો ઓઢનારજો. ઘેલુશું બોલે. ૧૦

કૃષ્ણ-જેનો બ્રહ્માએ તાણો તણ્યોજો;
એનો શંકર સરખો વણનારજો,
તેરે ઓઢણુ મારે કામળોજો;
તેનો શેષ ન પામે પારજો. ઓછી. ૧૧

ગોપી- અલ્યા શેષના સરખું તન તાહરૂંજો;
અમો ચંપક વરણી નારજો,
અલ્યા કાચા કનકને વેર વધ્યુંજો;
તું તો પશુ તણો પીંડારજો. ઘેલુશું બોલે ૧૨

કૃષ્ણ-તું શાને નિસરી મહી વેચવાજો;

અલી બેશી રહેજે ઘર માંયજો,
દોલત ઘણીછે તારા બાપનેજો;
તું શાને આવે અહીંઆંયજો. ઓછી. ૧૩
ગોપી- આ વાટે સદા મહી વેચતાંજો.
જઇ પુછો જસોદા માયજો-
બાંધી મુઠી સવા લાખનીજો;
ઉઘાડીએતો પત જાયજો. ઘેલુશું બોલે ૧૪
કૃષ્ણ- અલી ઘણી ઇચ્છા છે મહી ચાખવાજો;
મીઠી મેળવણીનો સ્વાદજો,
ફીકું પડશે તો પાછું આપીશુંજો;
તું શાને કરે વિવાદજો. ઓછી. ૧૫
ગોપી–અલ્યા ગોરસ તણું કોણ ગજુજો;
જેટલું પીએ એટલું પાતજો;
વચને વેર વાધ્યું ઘણુંજો;
કદી મન મેળાવો થાતજો. ઘેલુશું બોલે. ૧૬
કૃષ્ણ–અમે દાણુને ગજે શું દુભીએજો;
તુંતો ઘણી દીસેછે રીસાળજો,
હશીને તાળી લે હાથમાંજો;
તું પ્રીત ધરીને રસ આલજો. ઓછી. ૧૭
ગોપી–અલ્યા માગ્યા મુગતાફળ પામીએજો;
હઠ કરે કંઇ નહી એકજો,
લાજ નહી તુંને લાડકાજો;
મન આણુને કંઈ વિવેકજો. ઘેલુશું બોલે. ૧૮
કૃષ્ણ- અલી વિવેક ઘણા છે મન માહરેજો;

જવા નહીં દેઉ નીરધારજો,
આપ્યા વિના કેમ છુટશો જો,
તારા મનશું તું વિચારજો. ઓછી તું. ૧૯
ગોપી–તારા મનનો વિચાર મેં જાણીયો જો,
હઠ શાને કરોછો હાંય જો,
મનમાં મન મળી ગયું જો,
જેમ સાકર ભેળી દુધમાંય જો, ઘેલું શું બોલે. ૨૦
ક્રસ્ણુ–મીઠાં વચન તારાં માનુંની જો,
સાકર સરખા બોલ જો;
પ્રીતનો બાંધ્યો તુજ પાસછું જો,
આ આપું તમોને કોલ જો. ઓછી. ૨૧
ગોપી–રાઢ ભાગીને રસ વાધીયો જો,
ગોવાલણી લાગી પાય જો;
નંદજીના કુંવર કૃપાળને જો,
ઉલટ તો અંગે ન માય જો. ઘેલું શું બોલે. ૨૨
જે કોઇ ગાય શીખે ને સાંભળે જો,
તે ફરી ન આવે ગર્ભ વાસ જો;
દાણ લીલા દીના નાથની જો,
ગુણ ગાય રતનીયો દાસ જો. ઘેલું શું બોલે. ૨૩

## અભીમુન્યુનો ચક્રાવો.

સરસતના સ્વામીને વિનવું રે, ગણપત લાગું પાયરે;
અજોધ્યા નગરીમાં દઇતનો વાસો, તેના તે મસ્તક છેદોરે,
દઇત કાળે ક્રસ્ને કજીઓરે માંડયો,

દહીતોમાંથી દહીતાણી નાઠાં, ગયાં ગયાં વનમાં ગયાંરે;
વનમાં જઇ અઇલોચન જનમ્યા,
સોના કામડડીને રૂપાના ભાલા, અઈલોચન રંભા નીસર્યારે
જઇ રહ્યા જઇ રહ્યા વગડારે વચે,
વનરે વગડામાં એક પંખી જનાવર.
તેરે જનાવર અઇલોચને માર્યો, ડોસી તે મેણું બોલીરે,
બહુછે બળીયો, બહુ બળવંતો,
એવો છે તો તારા બાપનું વેર લેને,
ત્યાંથી અઈલોચનને ઝાળો લાગી, આવી રહ્યા ઘર આંગણેરે
કે મારી મા મારો બાપ કેણે માર્યો,
બારે બારે વર્ષે દીકરા બાપ કેમ સાંભર્યો,
ડોશી તે મેણું બોલીરે.
તારો તે બાપ કાળા ક્રસણએ માર્યો,
ખભે કોવાડો અઇલોચન ચાલ્યા, જઇ રહ્યા વગડા વચેરે.
વનરે વગડાનાં લીલાં વ્રક્ષરે વાઢયાં,
ડાળાં ડાળાં પડયાં મુકયાં થડીયાં ઉપાડયાં, લાકડાંની બાંધી ભારીરે
ત્યાંથી અઇલોચન સુતારીને ઘેરે
ભાઇરે સુતારી તું મારો વીરો, પેટી ઘડી મને આલરે.
બોતેર ખાનાંને એકજ કોઠો,
ત્યાંથી અઇલોચન લવારીને ઘેરે,
ભાઇરે લવારી તું મારો વીરો, આની મને પેટી જડીઆલરે.
છત્રીસ તાળાંને બત્રીસ કુંચીઓ,
ત્યાંથી અઇલોચન ચિતારાને ઘેરે,

ભાઇરે ચિતારા તું મારો વીરો, પેટી ચિતરી આલ સારીરે.
ત્યાંથી અઇલોચન દરજીડાને ઘેરે,
ભાઈરે દરજીડા તું મારો વીરો, આની મને ગાદી સીવીઆલરે.
પેટી ઉપાડી અઇલોચન ચાલ્યા,
જઈ રહ્યા જઇ રહ્યા વગડારે વચે, વડની છાયે પેટી મુકીરે.
બ્રાહ્મણને વેશે કાળો ક્રશ્નજી આવ્યા,
કયાં જાઓછો મારારે જજમાન, ક્રશ્નનું વેર વાળવા જાઊરે.
કહો ગોરજી કાળા ક્રશ્ન કેવારે હશે,
તુજ સરખાને તારારે જેવા, દેહીનું પ્રમાણું આલોરે.
લ્યો મારા ગોરજી દેહીનું પ્રમાણું,
ત્યાંથી અઇલોચનપેટીમાં સમાણા.કાળા ક્રસ્ને તાળાં અડકાવ્યાંરે,
ગોર મારા ગોર મને બહાર કાઢો,
કોણ તારો ગોરને તું કોનોજજમાન, હુંછું કાળો ક્રશ્નરે.
પેટી હતી તે આકાશે ઊરાડી,
આકાશનાં દેવતારે જગાડયા, આ જુદ્ધ કેણે માંડયારે.
અઇલોચન ને કાળા ક્રશ્નએ માંડયાં,
પેટી હતી તે પતાળે પછાડી, પતાળના શેષ નાગ ડોલ્યારે.
આવું તે જુદ્ધ કોણેરે માંડયું,
અઇલોચન ને કાળા ક્રશ્નએ માંડયું, તેનો થયો ખરભડાટરે.
ત્યાંથી અઇલોચન મરતુક પામ્યા,
ખભે પેટી ને કાળો ક્રશ્નજી ચાલ્યા, જઇ રહ્યા દ્વારકાં ગામરે.
પેટી હતી તે શુભદ્રાને આપી,
જોજોરે બેની આ પેટી ઉઘાડતાં, સાચવી રાખજો પાસરે.
નણંદ ભોજાઈ બે માથારે જુવે,

નણંદલ તમારા ભાઈ શું લાવ્યા, તે મુજને દેખાડોરે.
પેટી હતી તે શુભદ્રાએ ઉઘાડીરે,
ભાઇનું કહ્યું શુભદ્રાએ ન માન્યું, સાસમાં વાસ સમાઇ ગયોરે.
પેહેલોરે માસ એળેવેળે ગયો,
બીજેને માસે સૈયરને સંભળાવ્યું. ત્રીજાનો મરમ ન જાણ્યોરે.
ચોથે ને માસે માતાને સંભળાવ્યું,
પાંચમે ને માસે બાંધો ને રાખડી, છઠે તે કઢીઅલ દુધરે.
સાતમે ને માસે ખોળો ભરાવો,
ખોળો ભરાવીને મંઇયર વળાવ્યાં,
આઠમાનો મરમ ન જાણ્યોરે;
નવમેને માસે અભેમુન્યુ જનમ્યા,
સોનાની સળીએ નાળ વધેર્યાં પાણી સાટે દુધડે નવાર્યારે.
ચીર ફાડીને બળોતીઆં કીધાં,
જાદવનાંરે પારણાં બંધાવ્યાં, ચોખા સાટે મોતીડે વધાવ્યાંરે.
સાત પાંચ વરસના અભેમુન્યુ થયા,
લેઈ પાટીને ભણવારે ગયા, ભણી ગણી નવચંદા થયારે.
પોતાના કાકા સગઇયોરે લાવ્યા,
ઓતરા અભેમુન્ય તારીરે નારી. વૈરાટની કુમારીરે.
લીલાને પીળા વાંસ વઢાવો. નવરંગી ચોરી ચીતરાવીરે,
ત્યાંથી અભેમુન્ય પરણવાને ચાલ્યા, સારા તે શુકન થાયરે
ત્યાંથી અભેમુન્ય સરોવરીએ આવ્યા, સુકાં સરોવર લીલાં થયાંરે
ત્યાંથી અભેમુન્ય ભાગોળે આવ્યા, ભાગોળે ભેળા વગડાવોરે
ત્યાંથી અભેમુન્ય ચઉટામાં આવ્યા, ચઉટામાં ચમર ઢળાવોરે
ત્યાંથી અભેમૂન્ય જાનીવાસે આવ્યા, કાકાજી ચલુના કરાવોરે

ત્યાંથી અભેમૂન્ય તોરણે આવ્યા, સાસુજી પુંખવા આવ્યાંરે
ત્યાંથી અભેમુન્ય મોહરામાં આવ્યા. મામાજી કન્યા પધરાવોરે
ત્યાંથી અભેમુન્ય ચોરીમાં આવ્યા, મામાજી દો કન્યાદાનરે
પેહેલુંને મંગળ હરતું ને ફરતું, દાદાજી દો કન્યાદાનરે.
દાદાએ આલ્યાં ઘોડીલાનાં દાન,
બીજુંને મંગળ ચોરીમાં વરત્યું, માતાજી દો કન્યાદાનરે
માતાએ આલ્યાં ગાવડીયોનાં દાન,
ત્રીજુંને મંગળ ચોરીમાં વરત્યું, વીરાજી દો કન્યાદાનરે.
વીરાએ આલ્યાં વેલડીયોનાં દાન,
ચોથુંને મંગળ ચોરીમાં વરત્યું, ભાભીજી દો કન્યાદાનરે.
ભાભીએ આલ્યાં જોટડીયોનાં દાન.
ત્યાંથી અભીમુન્યુ પરણીને ઉઠ્યા માતાને પાએ લાગ્યારે,
પોતાની માએ આસીસ રે આલી,
ઘણું જીવો દીકરા ઘણા આવરદા ઓતરા તારી નારીરે.
જોજે અભેમુન્ય તારીરે ગોરી; ગોરી છે ગુણવંતીરે.
હમારા તે કુળમાં એવીરે રીતો; વર કન્યા ન હોયરે.
પેહેલેરા પહોરનાં શમણાંરે લાગ્યાં
આરે શમણામાં કોરા કાંકણ નાખ્યાં,
એરે શમણાં દીકરી આળપંપાળ, તારાં શમણાં પડે સુકે લાકડેરે
બીજેલા પહોરનાં શમણાંરે લાગ્યાં,
આરે શમણામાં કોરાં ધરચોળાં પેહેર્યાં,
એરે શમણાં દીકરી આળપંપાળ, શમણાં પડો રાંડીરંડીએરે
ત્રીજેલા પહોરનાં શમણાંરે લાગ્યાં,

આરે શમણામાં રાયકો આણેરે આવે,
એરે શમણાં દીકરી આળપંપાળ શમણું પડો સમુદ્ર બેટરે.
ચોથેના પહોરનાં શમણાંરે લાગ્યાં,
બાળુડો અભેમુન્ય જુદ્ધ ચડેછે ઓતરાને આણાં આવ્યાંરે.
ઓતરાના બાપની ઊંચી હવેલી,
સોના કચોળાં ને રૂપાના દોરા, ઓતરા ગાંથેલા ગુંથેરે
હીરૂડી વીરૂડી સાંઢે રતનો રબારી, વેગે આવંતો દીઠોરે.
મારીરે મા તમે પોઢેલાં જાગો, મા મારા આણેલાં આવ્યાંરે
ઘણુંરે જીવો દીકરી એ શું બોલ્યાં,
બારીએથી રહી રાણી ઓતરાએ પુછયું,
કયાંથી આવ્યા વીરા કયાં તમે જાશો.
બાળુડો અભેમુન્ય જુદ્ધ ચડે છે, ઓતરાને આણે આવ્યોરે
બારીએથી ઓતરાએ પડતાંરે મુકયાં,ના રહી સુધનેસાનરે
ઓતરાને દાદે સોનીડા જગાડયા, વાળીઓ કાઢે આજ સારોરે
સારી સારો કાઢે ને નંદાએલી નીસરે,
દાદે સોનીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે;
ઓતરાને દાદે દોશીડા જગાડયા. ચુંદડી કાઢે આજ સારોરે
સારી સારી કાઢે ને નુકશાન નીસરે,
દાદે ડોસીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાને દાદે મરૂડીઆ જગાડયા, ચુડીલા કાઢે બહુ સારારે;
સારા સારા કાઢે નેનંદયલા નીસરે,
દાદે મરૂડીઆને મારવા લીધો

ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે;
ઓતરાને દાદે માલીડા જગાડ્યા,
ગજરા કાઢે મોંઘા મુલનારે;
ખીલેલા કાઢે ને કરમાએલા નીસરે,
દાદે માળીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે;
ઓતરાને દાદે મોચીડા જગાડ્યા;
મોજડીઓ કાઢે મોંઘા મુલનીરે,
રાતી રાતી કાઢે ને કાળી કાળી નીસરે,
દાદે મોચીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે;
ઓતરાને દાદે શરૈયા જગાડ્યા, સારૂ સારૂ કંકુ કાઢેરે,
કંકુ કાઢેને કાજળ નીસરે,
દાદે શરૈયાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે.
દાદે સાસરવાસે ઓતરા વળાવ્યાં, રાયકો તેડીને જાયરે.

---

## વળામણાં.

કે મને મારીને રથડો ખેડરે, બાળા રાજારે;
કે મને યુદ્ધે તે સાથે તેડરે, બાળા રાજારે;
કે મને યુદ્ધ જોયાના રસ કોડરે, બાળા રાજારે.
કે આપણે સરખા સરખી જોડરે, બાળા રાજારે.
કે લાવ હું ધરૂં હથીઆરરે બાળા રાજારે;

કે કરૂ કૌરવનો સંહારરે, બાળા રાજારે
કે છોડી યુદ્ધ વળો ઘેર આજરે, બાળા રાજારે;
કે તમને આપુ મારા બાપનું રાજરે બાળા રાજારે
કે નારી કેશ સમુળા કાઢેરે બાળા રાજારે
કે રથ ઉપર દેહ પછાડેરે, બાળા રાજારે
કે રથ હાંકો તો રામજીની આણરે, બાળા રાજારે
કે રથ ખેડો તો કાઢું મારા પ્રાણરે, બાળા રાજારે
કે મારા વગડામાં રથડા રોકયારે બાળા રાજારે;
કે મારા સસરા મેણાં બોલ્યારે બાળા રાજારે
કે વહુ આવતડી ભમરાળીરે બાળા રાજારે
કે મેતો નથી દીઠી પગની પાનીરે ઓતરા રાણીરે
કે તારૂ રૂપ દેખી જુદ્ધ ન ચડતરે ઓતરા રાણીરે
કે મેતો નથી દીઠી નાકની દાંડીરે શામળા નારીરે
કે મામા કૃષ્નનો જાજો વઇંશરે ઓતરા રાણીરે
કે મને પાટા બાંધીને પરણાવ્યોરે ઓતરા રાણીરે
કે મને સમરથ સાસરી દેખાડરે બાળા રાજારે
કે મને સાસરી જોયાના રસ કોડરે બાળા રાજારે
કે મારા કાંકણ દોરા છોડાવરે, બાળા રાજારે
કે મને સમરથ સસરો દેખાડરે બાળા રાજારે
કે મને ઘુંઘટ તાણ્યાના રસ કોડરે બાળા રાજારે
કે મને દીયર દીવડો દેખાડરે બાળા રાજારે
કે મને હોળી રમ્યાના રસ કોડરે બાળા રાજારે
કે મને નાની શી નણદી દેખાડરે બાળા રાજારે
કે મને ઢીંગલે રમ્યાના રસ કોડરે બાળા રાજારે

કે મને સમરથ સાસુડી દેખાડરે બાળા રાજારે
કે મને પાયે પડ્યાના રસ કોડરે બાળા રાજારે
કે મને જોડની જેઠાણી દેખાડરે, બાળા રાજારે
કે મને જોડે હીંડ્યાના રસ કોડરે બાળા રાજારે
કે મને વાહલી દેરાણી દેખાડરે બાળા રાજારે
કે મને વાદ લીધાના રસ કોડરે બાળા રાજારે
કે મારૂ માથુ વાઢીને દડો ખેલરે બાળા રાજારે
કે તારી કેડની કટાર મને આલરે બાળા રાજારે
કે મારી જમણી કુખ ધરો સુરરે બાળા રાજારે
કે તારી જમણી કુખના ધરોસરે ઓતરા રાણીરે
કે તારી કુખે મોતીગર દીકરોરે ઓતરા રાણીરે
કે સરી દેશે રામનું નામરે ઓતરા રાણીરે
કે સરી રાખશે બાપનું નામરે ઓતરા રાણીરે
કે તેથી સરશે તમારૂં કામરે ઓતરા રાણીરે
કે તારી ઢાલડીના ઓઢે મને રાખરે બાળા રાજારે
કે તારાં આવતાં ઝીલેશ બાણરે બાળા રાજારે
કે જાલી જાલી ઘોડલીયાની બાગરે ઓતરા રાણીરે
કે મેલો મેલો ઘોડલીઆની બાગરે ઓતરા રાણીરે
કે મારા ચડ્યા શા ભાઈબંધ દેખેરે ઓતરા રાણીરે
કે મેતો ધાવતાં બાળ વછોડયાંરે બાળા રાજારે
કે મને તેનાં પરાશ્રીત લાગ્યાંરે બાળા રાજારે
કે મને મેતો ધાવતાં ધન વછોડયાંરે બાળા રાજારે
કે મને તેનાં પરાશ્રીત લાગ્યાંરે બાળા રાજારે
કે મેતો છાણે છાણું ભાગ્યુંરે બાળા રાજારે

કે મને તેનાં પરાશ્રીત લાગ્યાંરે બાળા રાજારે
કે મેતો દીવે દીવો કીધોરે બાળા રાજારે
કે મને તેનાં પરાશ્રીત લાગ્યાંરે બાળા રાજારે
કે હુંતો પથરે પાનીઓ ધોતીરે બાળા રાજારે
કે મને તેનાં પરાશ્રીત લાગ્યાંરે બાળા રાજારે
કે મેતો વેતી નીકે દીધો પાગરે બાળા રાજારે
કે મને તેનાં પરાશ્રીત લાગ્યાંરે બાળા રાજારે

---

## રાસ લીલાનો ગરબો.

રૂડી સરદ પુનમની રાતરે સુંદીર વેણુવાગે વેણુવાગે,
મારો વાલોજી રમીયા રાસરે સુંદીર વેણુવાગે વેણુવાગે ૧
વાલે નટવર ધરીયો વેશરે સુંદીર.
એના ઘુઘરીયાળા ખેસરે. સુંદીર. ૨
ગોપી અતી ઉતાવળાં આવેરે સુંદીર.
મોતી મુગતા ફૂળેજ વધાવેરે. સુંદીર. ૩
દેહીની સુધ બુધં સઘળી વીસારીરે. સુંદીર.
નેણે નીરખ્યાતે શ્રીવનમાળીરે. સુંદીર ૪
ગોપી આંવ્યાંતે પુરણ પ્રીતેરે સુંદીર.
જઈ મળીયાંતે રંગની રીતેરે. સુંદીર. ૫

### સાખી.

કેમ આવ્યાં તમે કાંમની એમ બોલ્યા જુગલ કીસોર,
અડધી નીશાએ વનમાં આ વેળાયે ચાલે ચોરરે;
કાંમની કેમ આવ્યાં કેમ આવ્યાં.

આ વનમાંતે શુછે કામરે કામની,
તમો જાવો તમારે કામરે. કામની. ૧
સહુ લોકમાંતે કલંક થાશેરે કામની,
આ ધર્મ તમારો જસેરે. કામની. ૨
તમો ઘરનાં તજી સહુ કાંમરે કામની,
સ્વામી સુતા મુકાને ધામરે. કામની. ૩
શ્રીવલ્લવ પ્રભુજી એમ કેહેછેરે કામની,
શુણી નેણે તે ધારો વહેછેરે. કામની. ૪

સાખી.

પ્રભુ તમેતે જોવન તજાવીયાં પ્રભુ તમે તજાવ્યો સંસાર
પ્રભુ તમોએ વનમાં તેડીયાં પ્રભુ તમો કરોછો તુચ્છકારરે
શી નંદના નંદલાલા નંદલાલા. ૨
તારો છેલાઈ જોઇ હુંતો છાકીરે શી નંદના,
મને વહાલું નથી તમે પાખીરે, શી નંદના. ૧
હમે લોપીને કુળ કેરી લાજરે શી નંદના
પ્રભુ આવ્યાં તમારે કાજરે. શી નંદના ૨
મને આલો આનંદરસ દાનરે શી નંદના,
મને લાગ્યું તમારૂં ધ્યાનરે. શી નંદના. ૩
હમો શરણ આવ્યાં તીહારીરે શી નંદના,
એ મોરલી સુણીને બીહારીરે. શી નંદના. ૪

સાખી.

વચન સુણી વ્રજ નારનાં થૈથૈ રમીયા રાસ,
રૂમઝુમ વાગે ઘુઘરી વ્રજ સુંદરીની પુરી વાલે આશરે

શ્રી ગીરીવર ગીરધારી ગીરધારી. ૩
વ્રજ સુંદરીની સંગે વાલો દોલેરે શી ગીરી,
મુખે જેજે તે શબ્દ બોલેરે. શી ગીરી ૧
મુખે ગાયરે લેછે તાળીરે શી ગીરી.
એકએકની વચ્ચે હાથ જાલીરે, શી ગીરી.
કોઇની છુટીતે વેણો ગુંથેરે શી ગીરી,
કોઈ સખીનો અધરરસ લુંટેરે, શી ગીરી, ૩
ત્યાંતો જુમનાંજી વહેછે ગંભીરરે શી ગીરી,
જુવે તેનુ મન થાયે સ્થીરરે. શી ગીરી, ૪
સહુ દેવતા ત્યાં જોવાને આવેરે શી ગીરી,
તેતો પુસ્પજ થકી વધાવેરે. શી ગીરી. ૫
ત્યાંતો ચંદ્ર રહયો છે કર જોડીરે શી ગીરી,
શું વરણવું બુદ્ધી થોડીરે, શી ગીરી
પ્રભુ મુખેતે મોરલી ધરીછેરે શી ગીરી.
ખટ મહીનાની રજની કરીછેરે. શી ગીરી, ૭
સહુ રાસ રમીને આવ્યાં ઘેરરે શી ગીરી,
તેની કોઇયે ન જાંણી પેરરે. શી ગીરી, ૮
ધન્ય ધન્ય આ વૃજની ભોગીરે શી ગીરી,
જુવે તેનુતો મન રહે લોભીરે. શી ગીરી, ૯
ધન્ય ધન્ય આ વ્રજની નારીરે શી ગીરી.
રાસ ક્રીડા કરે શી મોરારી, શી ગીરી ૧૦
જે ગાય શીખે આ રાસરે શી ગીરી,
તેહેની શ્રીકૃષ્ણ પુરે આશરે, શી ગીરી, ૧૧



### શ્રી ક્રષ્ણના દસ અવતારનો ગરબો,

મારા ક્રસ્ણજીરે લોલ ક્રષ્ણજીતે કંઠ કેરૂ ઝુમણું રે લોલ
હરી હૈયા કેરો હાર મારા વાલારે ક્રષ્ણજી વગાડે રૂડી વાં-
સળીરે લોલ, ટેક

મારા ક્રસ્ણજીરેલોલ પેહેલેને રૂપે કાંનજીરે લોલ,
ધર્યો મચ્છ તણો અવતાર મારાવાલારે મચ્છે સમુદ્ર ગોળિયોરેલો,
માર્યો સંખાતેસુર દેત મારાવાલારે, ક્રષ્ણજી. ૧
મારા ક્રષ્ણજીરે લોલ બીજેતે રૂપે કાંનજીરે લોલ,
ધર્યો કચ્છ તણો અવતાર મારા વાલારે
કચ્છે સમુદ્ર મથન કર્યોરે લોલ મેરૂનો રવૈયો મારાવાલારે
સમુદ્રની ગોળી કરીરે લોલ ધુમે ગોપીનો નાથ મારાવાલારે
શેષનાગનાં નેત્રાં કર્યારે લોલ કાહાડયાંતે ચઉદ રતન મા-
રાવાલારે, ક્રષ્ણજી, ૨
મારા ક્રષ્ણજીરે લોલ, ત્રીજેને રૂપે કાંનજીરે લોલ,
ધર્યો વ્રહા તણો અવતાર મારા વાલારે,
પ્રથ્વીતે દાડ ઉપર ધરીરે લોલ બેઠાતે ચંપ પતાળ મારા
વાલારે ક્રષ્ણજી, ૩
મારા ક્રસ્ણજીરે લોલ ચોથેને રૂપે કાનજીરે લોલ
ધર્યો નૃસિંહ તણો અવતાર મારા વાલારે
સ્થંભ ફોડીને પ્રગટ થયારે લોલ માર્યો હીરણાતે કશ્પ
દૈત મારા વાલારે, ઉગાર્યો પહેલાદ ભગ્તનેરે લોલ,
હેતો ભગ્ત વછળ છે નાથ મારા વાલારે ક્રસ્ણજી હરી.૪
મારા ક્રસ્ણજીરે લોલ પાંચમેને રૂપે કાંનજીરે લોલ
ધર્યો વામણ તણો અવતાર મારા વાલારે ત્રણ દગલાં પ્રથ્વી

ભરીરે લોલ, બળી ચાંપ્યો પાતાળ મારા વાલારે
ક્રસ્ણજી હરી, ૫

મારા ક્રસ્ણજીરે લોલ છઠેને રૂપે કાંનજીરે લોલ, ધર્યો ફરશુરામનો અવતાર મારા વાલારે. ફરશી તે લીધો હાથમાંરે લોલ, છેદયાં ક્ષત્રીયોનાં શીશ મારા વાલારે જમ-નુનીને હાથે હણીરે લોલ, વાળ્યાં પીતાનાં વેર મારા વા-લારે. ક્રસ્જી, હરી, ૬

મારા ક્રસ્ણજીરે લોલ સાતમેને રૂપે કાનજીરે લોલ ધર્યો રામચંદ્રનો અવતાર મારા વાલારે સીતા લેઇ વન નીસર્યારે લોલ શેતુ બાંધ્યો છે પહાણ મારા વાલારે રણ-માંતે રાવણ રોળીયોરે લોલ આપ્યાં વીભીક્ષણ રાજ મારા વાલારે- ક્રસ્ણજી હરી, ૭

મારા ક્રસ્ણજીરે લોલ આઠમેને રૂપે કાનજીરે લોલ, ધર્યો ક્રસ્ણ તણો અવતાર મારા વાલારે, મથુરાંમાં હરી પ્રગટયા રે લોલ. ગે કુળ કીધોછે વાસ મારા વાલારે. માર્યોતે મામા કંસનેરે લોલ. ગોપી લડાવ્યાં લાડ મારા વાલારે માત પી-તા છોડાવીયારે લોલ આપ્યુ ઉગ્રશેનને રાજ મારા વાલારે
ક્રસ્ણજી હરી, ૮

મારા ક્રસ્ણજીરે લોલ નવમે તે રૂપે કાંનજીરે લોલ ધર્યો બુદ્ધ તણો અવતાર મારા વાલારે, જાપ માળા કરમાં ધરીરે લોલ લીધુતે મૂનીવ્રત મારા વાલારે ક્રસ્ણજી. ૯

મારા ક્રસ્ણજીરે લોલ દસમે તે રૂપે કાનજીરે લોલ, ધર્યો કલંકી અવતાર મારા વાલારે, ત્રણ પગલે ઘોડો હીંડેરે લોલ, પ્રથવીનો રસાતાળ મારા વાલારે ક્રસ્ણજી. ૧૦

મારા કૃશ્નજીરે લોલ, ગાય શીખેને સાંભળેરે લોલ, પામે તે વૈકુંઠ વાસ મારા વાલારે, મેનો તે નરશૈ વીનવેરે લોલ, રાખો ચરણ કમળની પાસ મારા વાલારે કૃશ્નજી.

મરઠી દક્ષણી ભાષાની——રાગ ઉપરનો

તુમી માલા વીસરૂન ગેલારે જાદવ નંદ કૃશ્ના
લબાડ વચન માલા દીલારે, જાદવ નંદ. ટેક
ગોસ્ટ વીજોગાચી કોણાલા મી સાંગુ
યાયા મી તુમચે પાઇ લાગુંરે. જાદવ. ૧
હરીચી વાટ મી અહો નીશ પાહુ
કૃશ્ન વિયોગે ફુકે જાઉરે જાદવ, ૨
દરશન દયા માલા કૃશ્ન મૂરારી
યા મી તુમાવર વારીરે. જાદવ. ૩
લબાડ શપત તુમી અમચી કા ખાતા,
સવતીચે ઘરી જાવુ ન રહાતારે જાદવ. ૪
સવતીચા ટોંદ મીનો પાહયાચી નાહી,
સત્યચા સાગું અમી સાઇરે, જાદવ. ૫
ચાસે આયકુની હરી રાધા ઘરી આલે,
હાંમીચે સ્વાંમી કાસંન ઝાલેરે. જાદવ. ૬

( ગરબીઓ વ્રજ ભાષાની )

સાંમળા ઠાડી રહું કે ઘર જાવું ઠાડી ઠાડી કુમળાવુંરે;
શામળા ઠાડી રહું કે ઘર જાવું. ટેક
કબકી ઠાડીરે મેતો તુમારે આંગણીએ;

સાકર માખણુ પાવુ'રે. સાંમળા. ૧
બીંદ્રાને વનની કુંજ ગલનમાં,
ગોવીંદ પ્રભુના ગુણ ગાવુ'રે, સાંમળા. ૨
જળ જુમનાંમે પનીયા ભરન ગઈ,
ચેહ સુરત લપટાવુ'રે. સાંમળા. ૩
સુંદર જળ જુમનાજીકો નીરમળ,
નીત્ય ઉઠી ગંગામાં ના'વુ'રે. સાંમળા. ૪
પુરસોતમ પ્રભુકી છબ નીરખત,
ચરણુ કમળ ચીત લાવુ'રે. સાંમળા. ૫

---

ભુલિયાઈ માળા કુજનકે બંનમે,
કુજનકે બંનમે કુજનકે બંનમે, બંશી બજાઇ માધુ બંનમે
ભુલીયાઈ માળા. ટેક.
શયાંમકે ખાતર મેતો જોગન બનજાઊંગી,
ભસ્મ લગાઉં સારે તંનમે. ભુલીયાઇ. ૧
બંશી સુનત મેતો હોગઇ દીવાની,
હરદે ભેદા સારે તંનમે. ભુલીયાઇ. ૨
જળ જુમનામે પનીયાં ભરન ગઇ.
ઠંડ લગી અંગીયા ભીતરમે. ભુલીયાઇ. ૩
પુરશોતમ પ્રભુકી છબ નીરખત,
મીલગયે મોહન બંનમે. ભુલીયાઇ ૪

---

છડી બંમનકી અંગીયાકૂં અતર લગાકે ચલી એ રાગ.

શ્રીખુભાનકી લલ્રી સામળીયેસે નેહડો લગાય કે ચલી. ટેક
આવોજી સામળે મેરી ગલી ઠાડે રહો લાલજી મેં કબકી
ખડી શ્રીખુભાન. ૧

હાથમેં છે ગજરા ગુલાબકી છડી,
પાઉંસે ઝાંઝર બજાવતી ચલી. શ્રીખુભાંન. ૨
આંખો ભરે સુરમેને મુખમાં ભરે પાન.
છોટી ઉમર રાધા બોતસા ગુમાન. શ્રીખુભાંન, ૩
બઇ મીરાં કહે પ્રભુ ઘોર ઘંભીર.
ગોવાલણીકુ મીલ ગયે જુમનાંકે તીર, શ્રીખુભાંન. ૪

---

મધવો મુસે પીયો ન જાય, પીયો ન જાયરે પીલાયો ન જાય.
મધવો મુસે પીયો ન જાય. ટેક
શુનેકા ગડવા ગંગાજળ પાંણી;
પીયો ન જાયરે પીલાયો ન જાય મધવો ૧
સુનેકી થાળીમાં જમવા પીરોસુ,
જીમો ન જાયરે જીમાયો ન જાય. મધવો. ૨
ચુન ચુન કલીયાં મે સેજ બીછાઉ,
લેટા નજાયરે લેટાયો નજાય. મધવો. ૩
ચંદનકી ચાદર બેલા ચંબેલી.
ઓઢી નજાયરે ઓઢાઇ નજાય. મધવો, ૫
ભોર ભઇ ઓર ચીડીયાં ચચાંની.
ભાગ્યો નજાયરે ભગાયો નજાય. મધવો. ૬
મેરો શૈયાં ગુલાબીકો ફુલ હમારો રંગ કેસરીયાં. ટેક,
સુનેકા ગડવા ગંગા જળ પાંણી,

મેરો પીયે ગુલાબીકો ફુલ પીલાવે રંગ કેસરીયાં. મે. ૧
સુનેકી થાળીમાં જમવા પીરોસુ.
મેરો જમે ગુલાબીકો ફુલ, જમાવે રંગ કેસરીયાં. મે. ૨
ચુન ચુન કલીયાંમે સેજ બીછાઇ,
મેરો લેટે ગુલાબીકો ફુલ, લેટાવે રંગ કેસરીયાં. મે. ૩
ચંદનકી ચાદર ઓઢો મેરે બાલમ,
મેરો ઓઢે ગુલાબીકો ફુલ ઓઢાવે રંગ કેસરીયાં, મે. ૪
ગંગેરી પાંન જસેદી બીડીયાં,
મેરે ચવે ગુલાબીકો ફુલ, ચવાવે રંગ કેસરીયાં. મે. ૫
ભોર ભયા ઓર ચાંડીયાં બોલી.
મેરો ભાગે ગુલાબીકો ફુલ, ભગાવે રંગ કેસરીયાં. મે, ૬

---

કજોડાવાળી સ્ત્રીના વિલાપની ગરબી.

(અલબેલીરે અંબે માત જોવાને જઇએ એ રાગ.)

બળ્યો બળ્યોરે આ અવતાર, દુખ મુજને ઝાઝુ,
મારો સ્વાંમીછે નાંનુ બાળ નીત્ય દેખી દાઝુ, ટેક
નવ વરસનો નાવ છે મારો છુ હું જોબન વેસરે,
સોળવરસની ઊમર મારી તેથી થાએ કલેશ. દુખ. ૧
પાપી પીતાને શુ હવે જાચુ કંઈ ન રાખ્યુ ભાનરે,
કુળીન ધરનોવર જોઈ મને, દીધુ કન્યાદાન. દુખ. ૨
બાળપણામાં જેરથી મુજને મારી હોતતો સારૂંરે
આ અવસર નહી બળને આવુ કુળુ કલેજુ મારૂં. દુખ. ૩
બાળક અણુસમજુ પતી મારો દેખી દીલ બહુ દાજેરે,

દુખ રૂદેનું કહેતાં આજે મન મારૂ બહુ લાજે. દુખ. ૪
સ્વાંમી ભેગી સુવા મોકલે સાસુ નણદી મારીરે,
તે અવસર ત્યાં વાત બનતી હોય નીત્ય દુખકારી. દુખ. ૫
ખાટતળેકે પાંગોથે હુ નીત્ય પડેલો જોઇરે
ઊંચકી હું ઉશીકે આણુ રાત કાઢે ત્રણુ રોઇ દુખ. ૬
પહોર દીવસ ચઢે પોઢીને ઊઠે દાતણુ પાંણી ન કરતોરે
રોતોરોતો માપાસે જઇ પેટ પોતાનું ભરતો. દુખ. ૭
ખાતોખાતો પેસાબ કરતો મા તેની કળકળનીરે
ભાન શરીરનુ લેશ નહીં તેહેને તેથી હું નીત્ય બળતી.દુ, ૮
આ કરતાં પીઉ હોત નહીંતો માનત મનથી સારૂંરે,
દેખીને દાઝેછે આજે કુણું કલેજુ મારૂં. દુખ. ૯
અધુરામાં પુરો મુજને કામ ઘણો દુખ દેછેરે.
જાર કરમ કરવાથી મુજને બીક ઘણી મનરેછે. દુખ. ૧૦
સમજણો કદી હોય પીઉનો લોકમાં નવ નીંદાએરે.
પરપુરૂપનો ગર્ભ રહેતો મારી ફજેતી થાએ દુખ. ૧૧
શોખીલા નર જોઈને મારૂ મન ઘણુ અકળાયરે
કામદેવના તાપે કરી મારૂ શરીર નીત્ય સુકાય, દુખ, ૧૨
મેશરાશી કેહેછે મુખથી કોઈ ફજેતુ ન જોશોરે.
દુખ પુત્રીનુ દેખી અંતે પોક મુકીને રોશો. દુખ. ૧૩

**સાખીયો.**

આઘા રહો વ્રજરાજ વારૂછુ વાલમ તમને;
ફજેતી આપણા બેની થાય માટે જાવાદોની મુજને, ટેક
સમેસમો રસ ચાખીયે છો સમજુ મહારાજ;
અણુ વિચારથી ચાલીએ; એમાં નટવર નવ રહે લાજ. વારૂછુ

ઘેલા છો વરણાગીઆ, શુ કરૂં અબળા નાર;
સાસરીઆં કેરે ગણું એથી નથી નીસરાતુ બહાર. વારૂછુ ૨
છોકરવાદી નવ કીજીએ. વીચારીએ મન માંહ્ય;
રાડ તજો રશીઆ તમે હવડે આવી ચડશે કોઈ હાંઇ.વારૂછુ ૩
પ્રીત રીત શીખ્યા નથી ચારી જાણો ગાય;
ચતુર નભાવો નેહને એતો કઠણ ઘણેરી વીઘાય. વારૂછુ ૪
હરી ભટના હરી લો વચન હું સમજી ગઈ સહુ પેર;
સમી સંધ્યાએ આવજો મારી સઈયર કેરે ઘેર, વારૂછુ. ૫
મળીએ મોહન મધુપુર સખી જુમનાની તીરે;
મને ભરવા ન દીધું નીર શી કહુ વાત આજની તુજને,
રૂપ રશીક ઘણું છેલનું ચંચળ નેન રસાળ;
ચીત મારૂં ચતુરાઈ થકી આવી ઓંચીતી કીધી આલ, સખી ૧
મરકલડુ કરી પુછીઉ શું છે તમારૂં નામ;
કાલે મળજો માનવી મારે તંમ સંગાથે કામ, સખી ૨
કરી હસવું ગયા વન ભણી વાંસલડીછે હાથ;
ફરીને વ્યાકુળ ફરૂં એ મને મળવા થઈરે નીરાશ. સખી ૪
તુ તેને બઈ ઓળખે માટે મને દેખાડ;
નીકર જીવ મારો જશે તારે જીવાડવી હોયતો જીવાડ; સખી.૪
હરીભટવે હરી વશી રહો રૂદે રૂદે ભરપુર;
ગોવીંદજી ઠગી ગયો એના સરખાં નહી ચતુર સખી ૫

## સાખીઓ.

આવી રંગ રંગીલી સેજ મારા સ્વામીજી નીંદ્રાકરો નિંદ્રાકરો
મારૂ જોબન બાળે વેશ મારા સ્વામીજી નીંદ્રાકરો નિંદ્રા કરો;

મારા છુટાછે શીરના કેશ મારા સ્વામીજી,
તમો દયા લાવો લેશ મારા સ્વામીજી;
પ્રીતમ તારી પ્રીતડી જેસો ટંકણખાર;
વાદલ ઝબુકે વીજલી જેવી રણ ઝબુકે તલવાર; મારા. ૧
સજ્જન એસો કીજીએ જયામે ગુણ બત્રિસ;
ભીડ પડે ભાગે નહીં દેવેજ આપનો શીશ; મારા. ૨
સજન તુજમાં ગુણ ઘણા, અવગુણ નહી લગાર;
તે કારણ તુ સાંભળે મને દાહાડામાં દસવાર; મારા. ૩
સ્નેહી સ્નેહ સતાવીને સુખ હરી લે સાર;
વાહાલાં વેરી જ્યાં થયાં હવે સાહ્ય તે કોણ કરનાર; મા. ૪
સુખ સાટે સોબત કરી, નીવડી દુઃખ દેનાર;
દ્રવ્ય દઈ વસ વ્હોરીયે જયમ સાધન જીવ હરનાર; મા; ૫
તમો ગયે મારૂં ગયું આ તનડાનું ભાન;
ઝાઝુ આથી શું કહું સ્નેહી વણ સમશાન; મારા; ૬
ચીતડે ચીંતવન એકનું ચરચરૂં કરતું નીત્ય,
વ્હાલા છેક નમેરડા થઇયે નહી જ્યાં પ્રીત. મારા; ૭
સોળ વરસની સુંદરી પીઊ ગયા પરદેશ;
તે અબળા સંતાપે ઘણું જેનું જોબન બાળેવેશ મારો. ૮
સજન તેરે કારણે શુકયો સબ શરીર.
પાપી નેન શુકત નહી તેમાં ભરભર આવે નીર. મારા. ૯
પંખીહું તો ઉડ ચલુ ઘડી ન રખું ધીર,
જીયું જીયું સજન સાંભરે તીયું તીયું વાગે તીર. મારા, ૧૦
સજન તુમ મત જાણીયો તુમ બીછરે મોય ચેન,
દાઝે બનકી લાકડી તેતો સીલગતહે દીન રેન. મારા, ૧૧

હવે તમારા મુખનાં દરશનની રાખું આશ,
માટે મળવા આવજો દીલમાં રાખી ઉલ્લાસ. મારા. ૧૨
તારી મારી પ્રીતને તુ જાંણે કે હુય,
અવર અમરથાં એ થકી કેહેશે કે થયું સુય. મારા. ૧૩
માટે મારા મનની મનમાં સમજી રહુ,
છાંય કુવાની કુપમાં જેમ સમાય છે સહુ. મારા. ૧૪
હેવું સૂણી પ્રીતમ આવીયા દીધુ આલીંગન,
આનંદ રસ ત્યાં ઉછળ્યો પોઢયાં બેઊ પલંગ. મારા ૧૫

